# ગૂજરાતી સાતમી ચોપડીની કવિતાનો સમજ.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

બુકસેલર મો. જે. બારોટ.

મહુધા—ખેડા.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

આવૃત્તિ પહેલી.

સને ૧૮૯૦ જુલાઈ.



કિંમત ૦—૨—૬

# ગુજરાતી સાતમી ચોપડીની કવિતાની સમજ.

છપાવનાર,

બુકસેલર મો. જે. બારોટ.

મહુધા—ખેડા.

અમદાવાદ આર્યોદય પ્રેસ.

આવૃત્તિ પહેલી.

સને ૧૮૯૦ જુલાઈ.



કિંમત ૦—૨—૬

# अर्पण पत्रिका.

કવિકુલ વિખ્યાત મુરબ્બી વિદ્વાન
કવિરાજ દલપતરામ ડાહ્યાભાઇ. સી. આઇ. ઇ
અમદાવાદ--

ગૂજરાતી ભાષાના ગદ્ય પદ્યનો, અને તેમાં વિશેષે પદ્ય ભાગનો સારોધ્ધાર કરી, ગૂર્જર પ્રજાને પ્રથમ કાવ્ય રસ ચખાડનાર; અને ગુ-ર્જર પ્રદેશમાં ઠામ ઠામ આનંદની સાથે જેમ-નું રસિક અને બોધમય કાવ્ય ગવાય છે, એ-વા ગુર્જર પ્રજાપ્રીય માનવંતા વૃદ્ધ કવિરાજનું મશહુર નામ, આ લઘુ પુસ્તક સાથે સંયો-જન કરી કર્ત્તા આનંદ પામે છે.

લીંબડી. } લી० નમ્ર આભારી સેવક.
જુલાઇ ૯૦ } મોહનલાલ જેસિંગભાઇ.
કર્ત્તા.

# પ્રસ્તાવના.

કવિના મનોભાવ પ્રમાણે, કવિતાના ખરા અર્થ શીખવવાનું કામ કેવું મુસ્કેલ છે, તે નીચે લખેલા દાખલાથી ધ્યાનમાં આવશે.

" એકવાર વિલાયતમાં કોઇ અંગ્રેજ કવિએ એક નાની પણ ગૂઢાર્થ કવિતા બનાવી જાહેર જગાપર ચોઢી. પછી તે વાંચનારા, તેના અર્થ સંબંધી અંદર અંદર વાદવિવાદ કરી, આખરે તેના કર્ત્તાને શોધી કાઢી, તેની પાસે ખરો અર્થ સમજવા ગયા. કવિરાજે જવાબ દીધો કે "તેનો ખરો અર્થ કહેવાને હાલ હું અશક્ત છું; કેમકે એ કવિતા બનાવતી વેળા તેનો ખરો અર્થ હું તથા ઇશ્વર, બંને જાણુતા હતા, પણ હવે તો ફકત ઇશ્વર એકલોજ જાણે છે" એ પ્રમાણે કવિ પંડે કોઇવાર શંકિત બને છે, તો બીજા ભૂલ ખાય તેમાં શી નવાઇ ?—ગૂજરાતના વિદ્વાન ગાનવંતા કવિરાજ શ્રી દલપતરામજી પાસે કેટલીક શંકાઓનુ નિવારણ કરી જેમ બને તેમ ચોકસ અર્થ દર્શાવવા યત્ન કર્યો છે, પરંતુ કવિરાજ પાસે રૂબરૂ જઈ, તમામ અર્થ વાંચી જવાનું બન્યું નથી, તેથી વખતે કંઇ ભૂલો રહી ગઈ હશે, તો તે બીજી આવૃત્તિમાં સુધારવામાં આવશે.

કર્ત્તા.

———

# ગૂજરાતી સાતમી ચોપડીની કવિતાની સમજ.

## પાઠ ૧ લો વિવેકમાળા ભાગ ૧.

ભવતારણ=સંસારમાંથી તારનાર, બચાવનાર.
નીજ=પોતાનું.
સૃજનાર=બનાવનાર, પેદા કરનાર.
ગુણગાન=ગુણનું ગાયન, ગુણવર્ણન.
સમાન=બરોબર, સરખા, જેવા.
પરમારથ=પરોપકાર, પારકાનું ભલું કરવું તે.
ઉર=મન.
મત=વિચાર, મરજી, ઇચ્છા.
આળસનીર=આળસરૂપી પાણી.
ડરો=બીહો, ખંચાઓ.
કરજ=દેવું, રણ.
નેક=પ્રમાણિકપણે, સાચવટથી.
મરજાદ=લાજ, વિવેક.
છકી=બહેકી જઈ.
ટેક=ધારણા, નિયમ.
બકીજવું=વગર વિચારે બોલી નાખવું.
સભાસદ=સભામાં બેસનાર.
દુઃખદેણ=દુઃખ દેનાર.
છકે=બહેકીજાય, લાલચોળ થઇ જાય
મધુપાન=દારૂ.
નર નેણ=માણસની આંખ.
મણીધર=મણી રાખનાર, સાપ,નાગ.
પક્કોકરી=મજબૂતકરી, પકડાય નહીં તેવો.
વેષ=ઘાટ, ડોળ.
ટકો=ત્રણ પૈસા, હલકું નાણું.
સજ્જન સાથ=સારા માણસનો જથો.
નૂર=તેજ, આબરૂ.
વગ=ઓળખાણ, વસીલો.
બડીબડી=બડાઈની, મોટાઇની.
તડી તડી=દોડી દોડી.
હણવી=મારવી.
નડીને=હેરાન કરીને, પીડીને.
રળિયાત=ખુશી.
ભેદ=યુક્તિ, જૂદી જૂદી વિધા.
છણી=ગળીને, જોઇ જોઈને.

ખણો=ખોદો, તપાસો.
આવક=આમદાની, કમાઇ, પેદાશ.
જાવક=ખર્ચ, વરો.
નિરૂદ્યોગી નિશાળ=આળસ વધે તેવી જગા, ચોરા વગેરે.
ખતા=ઠોકર, ધક્કા, ઠપકા.
નિરૂદ્યમી=નવરો, કામ વગરનો.
જતા દિવસ=આગલા વખતમાં, ઘડપણમાં.
સુખ ઠામ=સુખની જગા.
ગતાગત=જતાં આવતાં.
છત=સિલક.
ગતી હીણુ=બુદ્ધિ વગરનો.
જન જાત=માણુસ જાત.
રતિ=લગાર, જરા.
ઉતપાત=દુઃખ, પસ્તાવો.
ગમાવિ દ્યો=ફેટક ઉડાવો, નકામો કાઢો.
દિન નિશ=દહાડો રાત.
જમાવો=ઠરાવો, રાખો, એકઠું કરો.
પદ=પગ; શીષ=માથું.
સમાવો=મટાડો, સમાવી દ્યો, દાબી નાખો.
રીસ=ગુસ્સો.

આ કવિતામાં પોતે કેવી રીતે વરતવું તેનું વર્ણન છે. (૧) જગતના તારનાર શ્રી પરમેશ્વરને ભજો, પોતાના મનનું અભિમાન છોડીદો, પેદા કરનારના ગુણનું ગાયન ધારણકરો (મતલબ કે ગુણ ગાઓ.) અને બધા સુધરેલા જેવા થજો. (૨) મનદઇને પરોપકારનાં કામ કરો, ને તેજ ખરો વિચાર મનમાં ધરો. આળસરૂપી પાણીને તરી જાઓ. (મતલબ કે આળસ તજો.) ને ઘણા રૂપીઆનું દેવું કરતાં ડરો. (૩) હમેશાં વિચાર કરીને સારી રીતે ચાલવું, ને બહેકી જઇને પોતાની આબરૂ છોડવી નહીં. જે ટેક સારી રીતે ટકી રહેલી છે, તે તોડવી નહીં, ને એક ખોટો અક્ષર બોલવો નહીં. (૪) કોઇ ખરાબ માણુસ ઘણું દુઃખદેનાર વચન બોલે છે, તો તે સભાસદો

આવતાં ગાગગાં કોઇ ગણશે નહીં. (૧૧) વળી એથી પોતાની જે સુડી હોય તે પણ જાગ ને ગાણસો તેને બુદ્ધિવગરનો મૂઢ કહે, ને એથી ઈશ્વર લગારે રાજી ન રહે, તથા એથી ઘણું દુઃખ ઉપજે. (૧૨) રાતદિવસ નકાગાં ન કાઢો, ને પરમેશ્વરની ભક્તિ જગાવી ઘો, ગુરૂને પગે ગાથું નગાવો, ને ગનનો ક્રોધ સગાવી ઘો.

---

## વિવેકમાળા ભાગ ૨.

પરગારથ=પરોપકાર, પારકાનું ભલું કરવું.
ફરવાતણું=સુખે રહેવાનું.
ડરાવવું=ધમકાવવું, બીહીવડાવવું.
હરાગ=ખોટું કાગ.
ધરમી=પવિત્ર, ધર્મવાળું.
ટકાવવી=રાખવી, મજબૂત કરવી.
તકાવવી=તાકવી, નજરગાં આણવી.
રજશોધન=ધૂળગાં શોધ કરવાની.
ધકાવવી=હડસેલવી, કામે લગાડવી.
ગાત=ચાલ
પકાવવી=પાકી કરવી, મજબૂત કરવી
ધખાવવી=સળગાવવી.
ઘાત=ગારવું, હિંસા કરવી.
ડગાવવી=હલાવવી.
જડતા=મૂર્ખપણું, જડપણું.

ફગાવવી=ફેંકી દેવી.
ફેલફિતૂર=તોફાન, લુચ્ચાઇ.
ભગાવવી=નાશ કરવી.
ભયંકર=ભયવાળી, જોખમ ભારેલી.
મચાવવી=કરવી, બનાવવી.
રચાવવી=ગનાવરાવવી.
નિર્લજ્જ=લાજ વગરની, નફ્ટ.
તુચ્છપણું=હલકાઇ.
ટેક=ટેવ, નિયમ.
ભજાવવી=શોભાવવી.
વિવેક=ડહાપણ.
સજાવવી=બનાવવી, ધારણ કરવી,
નાથ=ધણી, શેઠ.
બજાવવી=કરવી.
બૂઝાવવી=ઓલવવી, ગટાડવી.
લોચન ઝેર=આંખનું ઝેર, અદેખાઇ,

ક્રોધ.

ઝાળ=જ્વાળા, તેજ.

ઠાવવી=મટાડવી.

ચુગલી=ચાડી, નિંદા.

ઝુઝાવવી=લડાવવી.

કુબુદ્ધિ=નઠારી બુદ્ધિ.

કરાળ=વિકરાળ, ભયંકર.

દુઝાવવી=દોહોવી; ખેડવી.

સુમતિ=સારી બુદ્ધિ.

વટાડવી=નાશ કરવી.

વાદવદી=તકરાર કરીને.

વિસાત=વસ્તુ, માલ.

અડાવવી=કહેવી.

ઘાત ઘડાવવી નહીં=કોઈને મરાવવો નહીં.

ઉદાર=મોટું મન, ખુલ્લું દિલ.

સુખકાર=સુખ કરે તેવું.

કીર્તિકથા=આબરૂની વાત.

ખણાવવી=ખોદાવવી.

મૂલદાર=કીમતી, ઉપયોગી.

છેલ=છકેલો, લાલાજી.

ખાપ=આરશી, દર્પણ, આ ઠેકાણે પુસ્તક.

અમાપ=ઘણીજ, માપ વગરની.

થપાવવી=સ્થાપન કરવી.

મહાપદ=મોટું પદ, શ્રેષ્ટપણું.

ઉન્મત્ત=અહંકારી, છકી જવું,

અસત=જાઠાણું, જૂઠ.

કથા=વાત, હકીકત.

વૃથા=ફોકટ.

વાદવદો=તકરાર કરો.

આ કવિતામાં બીજા પાસે શું કરાવવું? તેની હકીકત છે. (૧૩) પરોપકારનું કામ કરાવવું, પોતાને સુખે રહેવાનું ઠેકાણું બનાવવું, ખોટી વાતને દેખીને મનને ધમકાવવું (મતલબ કે ખોટું કામ કરવાથી ડરવું.) ને પોતાનું ધરમી નામ ધારણ કરવું. (મતલબ કે પોતે પવિત્ર છે એમ દેખાડવું.) (૧૪) પરમેશ્વર ઉપર પ્રીતિ રાખવી, ધૂળમાંથી પણ સાર લેવાની રીત રાખવી (મતલબ કે ધૂળધોયો જેમ ધૂળમાંથી સોનું વગેરે મેળવે છે તેમ આપણે

હલકી વસ્તુમાંથી પણ ગુણ ગ્રહણ કરવો). મનનો વેગ હમેશાં હડસેલવો (મતલબ કે મનને કેળવવું.) ને મનમાં ચતુરાઇ પક્કી કરવી. (૧૫) સાચી વાત લખાવવી, ને હમેશાં સારી રીત રખાવવી; કોઇની ઘાત કરવાની વાત દૂર કરવી ને ઉદ્યમની ધુણી પોતાના મનમાં સળગાવવી. (મતલબ કે હમેશાં ઉદ્યોગ કરવો.) (૧૬) લોભને માથે લાત મારવી (મતલબ કે લોભ ન રાખવો.) ને મૂર્ખપણાની જાતને હલાવી દેવી. (મતલબ કે મુર્ખાઈ છોડવી.) તોફાન ને ઘાત કરવાની વાત દૂર કાઢી નાંખવી ને જોખમકારી ચાલ નાશ કરાવવી. (૧૭) સારા માણસ સાથે સોબત કરવી ને સુખ કરે તેવી કવિતા બનાવરાવવી; વિવેક રાખીને પૈસો બચાવવો, ને નઠારી સ્ત્રીને નચાવવી નહીં (અથવા ખરાબ સ્ત્રીને મોઢે ચઢાવવી નહીં). (૧૮) હલકાઈની ટેક છોડાવવી, દરેક વાતમાં વિવેક ભેળીને તે બરાબર શોભાવવી, ને સારી નીતિ ધારણ કરવી તથા એક ધણીની નોકરી કરવી (મતલબ કે એક ઈશ્વરપર પ્રીતિ રાખવી. (૧૯) આંખના ઝેરની જવાળ ઓલવી નાખવી [મતલબ કે ક્રોધ તજવો]. ચાડી અને ચોરીની રીત મટાડી દેવી. સારી બુદ્ધિ ને નઠારી બુદ્ધિને લડાવવી (મતલબ કે નઠારી બુદ્ધિને દૂર કરવી, ને રસાળ જમીનને દોહવી. (મતલબ કે સારી જમીનને ખેડવી.) (૨૦) પોતાના શરીરની આળસ ઓછી કરવી ને સારી બુદ્ધિ રૂપી સાકર બીજાને ચટાડવી (મતલબ કે હરકોઇ વાતમાં મીઠાશ લાવીને બીજાને સારી બુદ્ધિ આપવી.) બીક દૂર કરીને કોઈની પીડા દૂર કરવી તથા હિંમત આપીને ફિકર છોડાવવી. (૨૧) હલકી વસ્તુ પણ તકરાર કરીને પડાવી લેવી નહીં (અગર કોઇની હલકી વાત પણ તકરાર કરી

તોડી પાડવી નહીં.) ને કોઇ વાત કહેતું હોય તેમાં આડી વાત ન નાંખવી. કોઇની નાત લડાવી મારવી નહીં ને કોઈની ઘાત ન કરવી. (૨૨) આપણે ઉદાર બુદ્ધિના ગણાવું, ને ઉત્તમ વસ્તુ ઘણી મંગાવવી. પોતાને સુખ આપે તેવી આબરૂની વાત બધે જણાવવી, ને કીંમતી ખાણ ખોદાવવી. (મતલબ કે સારો ઉદ્યમ ખોળી કાઢવો.) (૨૩) આપણે છેલની છાપ ધારણ કરવી નહીં (મતલબ કે આપણને કોઇ લાલાજીમાં ન ગણે તેમ વરતવું.) જ્ઞાનનાં દર્પણ ઘણાં ખપાવવાં. (મતલબ કે જ્ઞાન વધે તેવાં પુસ્તક ફેલાવવાં) ઈશ્વરની મહાન્ કીર્ત્તિનો જપ કરવો, ને નીતિ સ્થાપન કરવી કે જેથી પાપ નડે નહીં. (૨૪) મોટો અધિકાર પામીને છકી જવું નહીં, અને જૂઠ તથા અહંકાર તજવાં. આ બધી વાત સાંભળીને વિવેક રાખો ને દલપતરામ કવિ કહેછે કે ફોગટ તકરાર કરો નહીં.

---

## પાઠ ૧૦ વિક્રમરાજાની સભા.

ભારે=મોટો, પરાક્રમી, બહાદુર.
વિક્રમ=એ માળવાનો રાજા હતો. એનો હાલ સંવત ચાલેછે.
ધર્મધુરંધર=(ધર્મ=ધર્મ+ધુરં=ધુંસરૂં +ધર=ધરનાર) ધર્મના કામમાં ધુંસરૂં ધરનાર, અથવા આગેવાની કરનાર.
ધર્મસ્વરૂપ=ધર્મના જેવો પવિત્ર.
સભા=કચેરી, રાજ્યમંડળી.
તંબોળી=પાન વેચનાર.
તાંબુલ(સં)=પાન.
સાથમાં=સભામાં, મંડળમાં.
પુરપ્રધાન=શહેરનો કારભારી.
છાબ=અડાળી, જેમાં પાનબીડાં મૂકેછે તે-રકાબી.
વિશેક=વિશેષ, વધારે.
સકળ=બધી.
સામદ-સર

નિરખ્યા=જોયા, નિહાળ્યા.
વાધ્યાં=વધ્યાં, થયાં.
તીરથ રૂપી=તીર્થની જગા જેવા પવિત્ર.
પૃથ્વીપતિ=રાજા.
પ્રસન્ન=ખુશી, રાજી.
ફૂલે=ખીલે.
કમળ=પાણીમાં થતું ફૂલ.
રિધરંગ=રંગરૂપી દોલત.
દીઠડે=જોવાથી, દેખવાથી.
ફૂલે=હરખાય.
અંગ=શરીર, મન.
સભાવિષે=સભામાં.
ક્ષુપણ=નાના છોડ.
ક્ષેત્ર=ખેતર.
દિનકર (સં) સૂર્ય.
રાત્રિકર, નિશાકર=ચંદ્ર.
દીપક=દીવો.
મંદીર=દેવાલય, દેવને રહેવાની જગા.
રીઝીએ=ખુશ થઈએ.
ન્યાળીજાતાં=તપાસતાં.
નવાણ=પાણીની જગા, વાવ, કૂવા, વગેરે.
દેવસ્થળ=દેરૂં-દેવને રહેવાની જગા.
દીસીએ=દેખાઈએ.
સેવ=સેવકો.
રીઝ=ખુશી.
પાળોછો=પૂરાં પાડોછો, સાચવોછો.
લાડ=માગણી, મનની ઈચ્છા.
પાડ=ઉપકાર. આ ઠેકાણે કિંમત.
ભરતખંડ=હિંદુસ્તાન-ભરત રાજાના નામ ઉપરથી તેનું નામ પડેલુંછે.
જાંબુદ્વીપ=એશિઆખંડ.
ઉર=મન.
કષ્ટહરણ=દુઃખ કાપનાર.
કૂપ=કૂવો-આ ઠેકાણે ભંડાર.
નિદ્રા=ઊંઘ.
દામ=પૈસો.
પરમારથ=પરોપકાર.
પુણ્યપદાર્થ=પુણ્યનું કામ.
ધર્મમાર્ગની=ધર્મના રસ્તાની-ધર્મની.
ન્યાયશાસ્ત્ર=ઇનસાફ કરવાનું શાસ્ત્ર.
રાય=રાજા.
રંક=ગરીબ.
શત્રુ=દુશ્મન.
સૂત=છોકરાં.

| | |
|---|---|
| પરિવાર=કુટુંબ, સંગાંવહલાં. | આહાર=ખોરાક. |
| સમાન=સરખી રીતે, બરાબર. | અક્ષખત=દોલત, આબરૂ. |
| ચરિત્ર=વર્તણુંક, આચરણ. | અપરંપાર=ઘણીજ. |

(૧) વિક્રમ કરીને એક મોટો રાજા હતો, તે ધર્મના કામમાં આગેવાની કરનાર અને ઘણો પવિત્ર હતો. તે એક દિવસે કચેરી ભરીને બેઠો હતો, ત્યાં તેનું શરીર ઘણું શોભતું હતું. (૨) ત્યાં પાન બીડાં લઇને એક તંબોળી આવ્યો, અને તેણે કાથો, ચૂનો, કેસર, કસ્તુરી વગેરે તેમાં ભરેલું હતું. (૩) રાજાએ પોતાના હાથમાં બીડાં લઈને બધી સભાગાં વહેંચી આપ્યાં, અને વિદ્વાન, જોષી, શેહેરના કામદાર વગેરેને માન દઈને રાજાએ બીડાં આપ્યાં. (૪) એ પ્રમાણે બીડાંથી ભરેલી અડાળી (અથવા ઠાઠમાઠથી ભરેલી રકાબી.) રાજાએ વહેંચી દીધા પછી છેવટે એક બીડું પોતાના હાથમાં રહ્યું. તે બીડું રાજા જે વખતે આપવા જતા હતા, તેવામાં બધી સભા બોલી ઉઠી.

## દોહરો.

બધા સરદારો બોલ્યા કે અમે મોટા રાજાને જોયા, ત્યારથીજ અમે પાન પામી ચૂક્યા છિયે. તથા અમારાં રૂપ વધ્યાં છે. (૨) તીર્થ જેવા પવિત્ર રાજાનું હમેશાં અમે દર્શન કરીએછિયે, અને અમારાપર રાજા ખુશ છે તો પછી પાનની શી ખોટ છે? (૩) સૂરજને દેખવાથી પાણીમાંના કમળની રંગરૂપી દોલત ખીલી નીકળે છે (સૂરજને જોવાથી કમળ ખીલતું જાય છે ને પોયણી ચંદ્રને જોવાથી ખીલે છે), તેમ હે રાજા તમને જોવાથી અમારૂં શરીર ઘણું ફુલે છે. (મતલબ કે અમે ઘણા ખુશ થઇએ છીએ.) (૫) માણસ

વિદ્યાવડે શોભે છે, ને ખેતર નાના છોડવડે શોભે છે, તેમ તમે અમને હેતથી જુઓ છો તેથી અમે શોભીએછીએ. (૬) દિવસ સૂર્યવડે શોભે છે ને રાત્રિ ચંદ્રવડે શોભેછે; તેમ તમે જેમ વાત પૂછો છો તેવી મહેરબાનીથી અમે ઘણા શોભીએછીએ. (૭) મંદિર દીવાવડે શોભે છે, અને દેહ ધર્મવડે શોભે છે, તેમ તમારો અમારા ઉપર સ્નેહ જોતાં, હે રાજા તમારી મહેરબાનીથી અમે ખુશ થઈએ છીએ. (૮) પાણીની જગાઓ પાણીવડે શોભે છે, દેવ દેવસ્થાનમાં શોભે છે, તેમ અમે બધા સેવકો તમારી કૃપાથી રૂડા લાગીએછીએ. (૯) તમારી અમારાપર ઘણી મહેરબાની છે ને અમારી માગણીઓ તમે પૂરી પાડો છો, તથા અમને પાળનાર પણ તમેજ છો, તો પછી પાનની શી કિંમત છે?

## ચોપાઈ.

(૧) એશિઆખંડના હિંદુસ્તાન દેશમાં ઉજ્જણ શહેર છે, તે તું મનમાં લાવ. ત્યાં દુઃખનો કાપનાર અને વિદ્યાનો ભંડાર એવો વિક્રમ નામે મોટો રાજા હતો. (૪) રાજા, ગરીબ, શત્રુ, મિત્ર, છોકરાં અને કુટુંબ એ બધાની સાથે તે સરખી રીતે ચાલતો. (મતલબ કે બધાં તેને સરખાં હતાં.) તેણે ઉંઘ તથા ખોરાક જીત્યાં હતાં. (મતલબ કે તેને ભૂખ અને ઉંઘ કંઈ હેરાન કરી શકતાં નહીં), ને તે ઘણીજ દોલતને આગરૂ પામ્યો.

## પાઠ ૧૩ અગમ્ય પરીક્ષા.

અગમ્ય=ઝટ સમજ ન પડે તેવું, અઘરૂં. | પરીક્ષા=પારખણી, તપાસ. સૂણતાં=સાંભળતાં–વિક્રમરાજા એક-

વાર મુસાફરી કરતો હતો ત્યાં રસ્તામાં તેને એક બાઇ મળી તેણે કેટલાક અઘરા સવાલ પૂછવાને વિક્રમ રાજાને મુસાફર જાણી કહ્યું; તેની વિક્રમ રાજાએ હા પાડવાથી તે બાઈ હરખી.

હરખી=ખુશ થઇ.

સુંદરી=સારી સ્ત્રી.

આપે=પોતે.

ફૂલી=ખુશ થઇ.

પંચરંગ=પાંચ રંગ. રાતો, નારંગીઓ, પીળો, વાદળી, લીલો.

સમતુલ્ય=બરાબર, સરખાં.

પંથી=મુસાફર.

પ્રશ્ન=સવાલ.

મહામુલ્ય=કિંમતી.

કાષ્ટ=લાકડું.

સરિતા=નદી.

પ્રગટ=ઉઘાડું, ખુલ્લું.

પારખું=પરીક્ષા.

પટ=લૂગડાં, વસ્ત્ર.

ભૂષણ=ઘરેણાં.

રામા=સ્ત્રી.

ઉમર=ઊંબરો (ઘરનો).

જુવતી=સ્ત્રી. (જુવાન)

પ્રમાણ=માન, જાણ.

ઘોડલી=ઘોડી.

જુગતા જુગતી=મળતા મળતી.

જોડલી=જોડ.

મરમ=ભેદ, સંદેહ.

કશો=કંઈ નહીં.

વણ=વગર, વિના.

જનની પેર=માજેવી, મા પ્રમાણે.

લક્ષ્મી=પૈસો.

લહેર=મઝા, આનંદ.

ચિરંજીવી=લાંબી ઉમ્મર વાળો. ઘણું પુત્રને ઠેકાણે વપરાયછે.

પેર=રીત.

કાજળ=મેંશ.

તન=શરીર.

કવણ=કોણ.

તિમિર=અંધારૂં.

આભૂષણ=ઘરેણું.

હેમ=સોનું.

અંકોર=ફણગો, મૂળ.

વનિતા=બાઇ, સ્ત્રી.

સંદેહ=શક, વહેમ.
વરણું=કહું છું, વર્ણન કરું.
ધર્મ=ફરજ, કામ.
રતિ=ભાગ્ય, નસીબ.
પ્રીછો=જાણો,
રૂડીપેર=સારી રીતે.
કપૂત=નઠારો છોકરો.
લાજ=આબરૂ.
આજવાળા કાજ=શોભા માટે—આબરૂ માટે.
નરગાઈ=નમ્રતા, નરમાશ.
નિર્મળ=પવિત્ર, ચોખ્ખું.
અજ્ઞાન=જ્ઞાન વગરનો, મૂર્ખ.
નિશા=રાત.
ઘોર=બીહામણું, ભયંકર.
બ્રહ્મ=પરમેશ્વર.
મનસા=મનવડે.
વાચા=વાણીવડે.

વિક્રમરાજાએ જવાબ દેવાની હા પાડી, તે સાંભળીને તે બાઇ ઘણી ખુશી થઇ, અને પોતાને શરીરે ફૂલી. (મનમાં રાજી થઇ.) પછી જેનો રંગ સારો હતો એવું વેલણ વિક્રમ રાજાના મોં આગળ લાવી મૂક્યું. તે વેલણ પાંચ રંગથી રંગેલું હતું ને તેનાં બંને પડખાં એક સરખાં દેખાતાં હતાં. પછી તે વેલણ મુસાફર આગળ મૂકીને કિમતી સવાલ પૂછ્યો, કે એની ટોચ કઈ ને થડ કયું? એ સૂકું લાકડું છે, ને સારી રીતે રંગેલું છે, તેનો વહેમ શી રીતે મટે?

**ઉત્તર ચોપાઇ**—મુસાફર કહે છે કે હે સતી! તું સાંભળ. એમાં કાંઈ ઝાઝી નવાઇ નથી. (૨) પ્રગટ પારખું=એમાં ઉઘાડી પરીક્ષા છે, તેમાં કોઇ નવાઇ ગણે નહીં.

એની પછીના સવાલ જવાબ સહેલા છે. **દોહરો—પ્રશ્ન—** (૧) વિદ્યાથી મોટું શું? ને પૈસા કરતાં બીજી મઝા કઇ, લાંબી ઉમ્મરવાળાથી વધારે જીવનાર કોણ, હું તેની રીત પૂછુછું. (૪) દાન કરતાં વધારે સારૂં શું? પુણ્ય કરતાં વધારે પવિત્ર કોણ? અને આ-

ક્ષણુ કરતાં વધારે સારો કોણ ? હે મિત્ર તેની મોટાઈ કહો.

**ઉત્તર**—(૧) વિઠ્ઠગ કહેછે હે ભાઇ તમે સાંભળો, ને તમારા પૂછેલા ભેદનું મૂળ તપાસો (મતલબ કે દરેક પહેલેથી સંભારો) તમારા મનમાં વહેમ શા માટે લાવોછો, કેમકે એ કહેવાનો મારો ધર્મજછે. (૨) વિદ્યા કરતાં વિવેક સારો, પૈસા કરતાં નસીબ સારૂં ને લાંબી ઉમ્મરવાળા કરતાં જશ વધારે મુદત સુધી રહે, એ સારી રીતે જાણો. (૩) મેંશ કરતાં નઠારો પુત્ર હોય તે વધારે કાળા (મતલબ કે કુળમાં ડાગ લગાડે), શરીર કરતાં આબરૂ વહાલી (મતલબ કે આબરૂ રહેતી હોયતો શરીર સામું જોવાતું નથી.) ને કૂળની આબરૂ વધવાને માટે દાન, એ દૂધ કરતાં પણ વધારે ઉજળું છે. (૪) પાણી કરતાં નમ્રતા વધારે ચોખ્ખી, મુર્ખ માણસ રાત્રિ કરતાં પણ વધારે બીહામણો, ઘરેણા કરતાં સારા ગુણ હોય તે વધારે સારા, એ એનો છેડોછે. (૫) દાન કરતાં દયા સારી, પરોપકારનું કામ પુણ્ય કરતાં પણ પવિત્ર છે, ને પરમેશ્વર (અથવા પરમેશ્વરના જ્ઞાનવાળો) એ બ્રાહ્મણ કરતાં વધારે સારોછે. હે મિત્ર હું મારાં મન અને વાણી વડે એ કહુંછું.

---

## પાઠ ૨૦ નર્મ કવિતા.

નર્મકવિતા=નર્મદાશંકર કવિએ બનાવેલી કવિતા.
સરજે=પેદા થઇ.
અહીં=આ દુનિઆમાં.
સુકૃત=સારૂં કામ.
ગમ=નજર, સૂઝ, વક્ષણ.
અધિકસારૂં=વધારે સારૂં.
ઉત્તમસારૂં=સૌથીસારૂં.

પૂરેભાવે=ખરા દિલથી.
સુધા=અમૃત. અમર થવાય તેવો રસ.
ઉપભોગ=ભોગવટો, ઊપયોગ.
ખડખડ કીધા વગર=કંઇપણ બોલ્યા વગર, કોઇ વસ્તુમાં મન રાખ્યા વગર.
સંજોગ=મેળાપ, મળી જવું.

પુષ્પ=ફૂલ. ચોપાસ=ચારેતરફ.
પસરે=ફેલાય. નીજ=પોતાની.
સુવાસ=સારી વાસ, કીર્ત્તિ.
પરમારથ=પરોપકાર.
વેર્યા=ફેલાયાં, નાખેલાં.
શતગણું=સોગણું.
ખાસ=અમુક. એના જેવું બીજું નહીં

(૧) આ દુનિઆમાં પેદા થઇને આપણે શું કરવું? (જવાબ)—સારા કામમાં નજર કરવી. જે સારૂં કામ હોય તે કરવું, પછી વધારે સારૂં કરવું ને પછી સૌથી સારૂં કરવું. (૨) ખરામનથી પરમેશ્વરનો ઉપકાર માનીને, આવરદારૂપી અમૃતનો પ્યાલો મોંઢે માંડ. [મતલબ કે તને જેટલા વર્ષનું આયુષ્ય આપ્યું હોય તે તું સારી રીતે ગાળ]. (૩) સંસારની વસ્તુઓનો સારી રીતે ભોગવટો કર, ને પછી કંઇપણ બોલ્યા વગર (મરણ સમયે) મોતને તાબે થા. (૪) સારાં કામ રૂપી ફૂલ જે આ દુનિઆમાં ચારે બાજુ ઉગેલાંછે તે તોડવાં (મતલબ કે સારાં કામ કરવાં), ને જેમ જેમ આપણે આગળ જઇશું તેમ તેમ તેની સારી વાસ આવશે. (મતલબ કે જેમ આપણે વધારે સારાં કામ કરીશું તેમ આપણી કીર્ત્તિ ફેલાશે.) (૫) જે પરોપકાર રૂપી બીજ આ દુનિઆમાં બધી તરફ ફેલાએલાંછે તે કરવાથી, જેના રૂપ અને ગુણ ખાસ છે, એવું સોગણું ફળ મળશે.

## ચોપાઇ.

નીગ=નિયગ, ધારા, કાયદા.
સીગ=ગર્યાદા, હદ, છેડો.
ભંડાર=ખજાના, કોઠાર.
આધાર=ગદદ કરનાર, ટેકા.
આજ્ઞા=હુકમ, નિયમ.
પવિત્ર=ચોખ્ખી.
ઈનસાફી=ન્યાય ભરેલી.
ભલી=સારી.
દિલ ઉલટ=ગનની હોંષ.
બીડ=અડચણ, દુઃખ.
કદા=કોઇ દહાડો, કયારે પણ.
મોહજાળ=ગાયાનો ભૂલાવો, લોભ, લાલચ વગેરે.
ફસું=ભરાઇ જાઉં, ઘેરાઇ પડું.
ખસું=છૂટું-ખસીજાઉં.
દંડ=શિક્ષા.
બો=બીક.
ઝડપશે=લઇલેશે, પકડશે.
કોદી=કોઇ દહાડો.
ખરૂં=સાચું.
નીસરૂં=નીકળું, છૂટો થાઉં.
નીતિ=સારીચાલ, સદાચરણ.
સંગે=સોબતગાં.
એ વાટે=એ રસ્તે.
કાં=કાંતો, અથવા.
સ્વર્ગ=સારૂં ઠેકાણું, સુખની જગા.
નર્ક=દુઃખની જગા, નઠારૂં ઠેકાણું.
જાચું છું=ગાગું છું.
સતગારગ=સાચો રસ્તો.
દરશાવે=બતાવે, દેખાડે.
જશ=આબરૂ, કીર્ત્તિ.
મુક્તિ=જન્મ ગરણનો ફેરો ટાળવો, મોક્ષ, છૂટકારો.
જગરાય=પરમેશ્વર.

(૧) હે ઇશ્વર તેં જે જે કાયદા બાંધેલા છે તેની કાંઇ હદ નથી, તે બધા ડાહાપણના ભરેલા, ઉપયોગી ને મદદ કરનારા છે. (૨) તારી સારી આજ્ઞા, ચોખ્ખી, સાચી ને ઇનસાફ ભરેલી છે; જો હું ગનની હોંષથી તે બરાબર પાળીશ, તો મને કોઇ દિવસ હરકત પડશે નહીં. (૩) હે ઈશ્વર આ દુનિઆની મોહજાળગાં હું ઘણીવાર

સપડાઇ જાઉંછું, પણ તારી મહેરબાનીવડે તેમાંથી છૂટી જાઉંછું. તેં મરણની શિક્ષા સારી કરેલી છે, કે જેની બીકથી હું સારો બોધ લઊંછું. (૪) મરણ કોઇ દિવસ પકડી લેશે એ વાત સાચી છે. તો એ બીકથી હું શી રીતે છૂટું? (મતલબ કે એ બીક કેમ મટે?). જો સદાચરણ અને ઇશ્વર ભક્તિ, એ બેની સોબતમાં રહીશ તો તે બીક ઘણી નડશે નહીં. (૫) માણસ મુઆ પછી બે રસ્તે જાયછે. કોઇ સારે ઠેકાણે ને કોઈ નઠારે ઠેકાણે; માટે હે ઈશ્વર હું તારી પાસે માગુંછું કે મને તું સાચો રસ્તો બતાવ, તથા આ જીવ તારી કીર્ત્તિ ને ગુણ ગાય છે, તો તું જન્મ મરણનો ફેરો ટાળ.



## દોહરો—સ્મશાન જ્ઞાન.

ગંભિર=મોટું, બિહામણું, ભવ્ય.
દશદિશ=દશેદિશા—ચારખૂણા, ચાર બાજુ, આકાશ, પાતાળ.
ખાવા ધાયછે=બીક લાગેછે.
શોક=દિલગીરી.
વાસ=રહેઠાણ.
મશાણ=હિંદુ લોકનાં મુડદાં બાળવાની જગા.
દેખમું=પારસી લોકનાં મુડદાં મૂકવાની જગા.
કબરસ્તાન=મુસલમાનનાં મુડદાં દાટવાની જગા.
શોકાતુર=દિલગીર, શોકથી ભરેલું.
મસ્તાની=જોરાવર, અહંકારી.
તાન=જોર.
ઘોર=બીહામણી, ભયંકર.
ચિતા=ચેહે.
ગોર=વિચાર.
અથાગ=ઘણા.
સિંદુરસમો=સિંદુરજેવો.
ફૂલે=ફૂલતો ફરે, અહંકાર ધરીને ફરે.
લાહે=વેદના, પીડા,

ગુલ્લાલા=એક જાતનું લાલફૂલ. (સુંગધ વગરનું).
સમ=જેવાં, સરખાં.
છોરૂ=બાળકો, છોકરાં.
ગાલલાલી=ગાલની લાલાશ, ગાલનું તેજ.
તજીદેહ=છોડીદે.
તરૂણ=જુવાન, ખીલતી.

વાટિકા=વાડી–બાગ.
કાળ=મોત.
કાળજી=ધ્યાન, વિચાર.
આગ=આવી રીતે.
હાણુ=નુકસાન, તોટો.
આપદા=પીડા, દુઃખ.
ધાર=જાણુ.

આગાં પ્રથમ ત્રીજી લીટીથી અર્થ કરવાનો છે. (૧) હિંદુલોકનું મશાણ, પારસીનું દખમું, ને મુસલમાનોનું કબરસ્તાન, એ નદી કિનારે, દરિઆ કિનારે કે મેદાનમાં હોય છે; અને તેની આજુબાજુ બીહામણું આકાશ હોય છે. તથા ત્યાં દિલગીરી અને બીકનું રહેઠાણુ હોવાથી દશે દિશાઓ બીહામણી લાગે છે. તે જોતાં દિલગીરી ઉપજાવે છે ને ત્યાં જોરાવર માણસનું પણ જોર ચાલતું નથી. (૨) હે લોકો જ્યારે હું બિહામણી ચેહેનો વિચાર કરૂંછું, ત્યારે તેના (પરમેશ્વરના) ઘણા ગુણનો વિચાર કરીને આખરે દિલગીર થાઊં છું. (૩) ધુગાડો ને ઝાળ બંને એકઠાં મળે ત્યારે સિંદુર જેવો રંગ બને છે માટે સિંદુર જેવો ધુમાડો કહ્યો છે. (૫) અને ત્યાં ચારેતરફ નજર કરતાં આકાશ જણાય છે, તથા સારા કામનો પ્રકાશ કરવાની શીખામણ મળે છે. (મતલબ કે સ્મશાનમાં જવાથી વૈરાગ ઉપજી સારાં કામ કરવાનું વલણ થાય છે.) (૬) મોટા મોટા પ્રખ્યાત માણસો ચાલ્યા ગયા, ને આપણે પણ થોડી મુદતમાં જઈશું, વળી પવનના ઝપાટાપર કાળ સ્વાર થઇને ફૂલાતો ફરે છે, (૭)

માટે એક ઘડીનો પણ ભરોસો નથી, ને જોતાંમાં તે (કાળ) આપણને પકડી લે છે; તથા મરણની વેદના માણસોને ઘણી ઘણી જાતનું દુઃખ દે છે. (૮) ગુલાલાના ફુલ જેવાં કુમળાં બાળકો, પોતાના ગાલની લાલાશ તજી દે છે [મોત આવવાથી.] ને ખીલતી વાડી જંગલ સરખી ઊજડ થઇ જાય છે. (૯) માટે હે માણસ તું સમજ, અને મોતની બીક રાખ, તથા કાળ વિષે વિચાર કર કે એક દહાડો બળીને રાખ થઇ જવાનું છે. (૧૦) આ પ્રમાણે કોઈ દહાડો આપણું મોત થશે એ નક્કી છે માટે પાપ છોડી દઇને પુણ્ય કર, નહીં તો ઘણું નુકસાન થશે. (કરૂં પુણ્ય ને ઠેકાણે કર પુણ્ય જોઈએ). (૧૧) શરીર મરે છે પણ જીવ મરતો નથી એમ જાણીને સાવધ રહે. પુણ્ય કરવાથી કંઇ પીડા થશે નહીં, પણ પાપી માણસને બીક છે એમ જાણ.



## પાઠ ૩૧ શામળના છૂટક છપ્પા.

### અવગુણ ઉપર ગુણ કરવા વિષે.

આપને=આપણને, પોતાને.
ભોજન=ખાવાનું.
દીજે=દઇએ, આપીએ.
શીષ=માથું, મસ્તક.
દંડવત્=લાકડીની પેઠે લાંબા થઇને [નમવું.
કોડે=હોંષે, પ્રીતે.
કીજે=કરીએ.
ખાસે=પસારો વેઠે, નુકસાન ખમે.

મહોર=પંદરરૂપિઆનું નાણું (સોનાનું).
ગુણ=ફાયદો, ઉપકાર.
વાચા=વાણી.
કર્મ=કામ, ધર્મ, ફરજ.
અવગુણ=નુકસાન, બિગાડ.
જીત્યો=તર્યો, પારપડ્યો.
સહી=નક્કી.

રૂપી હીરો હાથમાં લઈને આ દુનિઆનો ફેરો સફળ કર. ( મતલબ કે પરમેશ્વરની ભક્તિ કરીને આ દુનિઆં તરીજા ).

## દાટવા વિષે.

સુમ=કંજુસ, લોભી.
દાટ=ગાળ, ઢાંકી દે, દાટી દે.
ધન=નાણું, પૈસો.
નિર્દાતા=દાતાર નહીં તે, કોઈને કંઇ આપે નહીં તેવો.
કૃપણ=કંજુસ, લોભી.
પાખી=વિના, વગર.
છિદ્ર=નઠારી વાત, ડાઘ લગાડે તેવી વાત.
આપ=પોતાનું.
કલંક=ગટ્ટો, એબ, લાંછન.
નાદાની=મુર્ખાઇ, અજ્ઞાન.
દીનતું=ગરીબનું.
ભોગ=મઝા, વૈભવ.
દેહ દુઃખ=શરીરની પીડા.
જોરથી=બળાત્કારે, પરાણે.
જોગ=વૈરાગ, મેળાપ, સંયોગ.

(૧) કંજુસ માણસનો પૈસો ઢાંકી મૂક (કેમકે તે કોઇના કામમાં આવતો નથી.) જે ઉદાર દિલનો ન હોય તેનું મોં દાટ. લોભી માણસનું કામ ઢાંકી મૂક (મતલબકે તે ખરાબ હોય છે.), અને સ્ત્રી વગરનું જે સુખ ભોગવવું તેને દાટ. (૨) ઘરની નઠારી વાત હોય તે ઢાંક, અને જે પોતાની કે પારકી છાની વાત હોય તે પણ ઢાંક. આપણી કંઇ એબ હોય તે ઢાંક, અને માણસની મુર્ખાઈને દાટી દે. (૩) ગરીબ માણસનું ડહાપણ ઢાંકી રાખ (કેમકે તેને કોઇ ગણતું નથી), અને ભીખ માગીને જે મોજ ભોગવવી તેને પણ દાટ. શામળ કવિ કહેછેકે શરીરના દુઃખને દાટ, અને બળાત્કારે વૈરાગ લેવો (અથવા મેળાપ કરવો.) તેને પણ દાટ.

## કૃપણ વિષે.

કૃપણ=કંજુસ, લોભી, ઘણી કરકસર કરનાર.
રાચે=ખુશથાય, રીઝે.
રંગ=ગમત, મઝા.
માણે=ભોગવે.
પોષે=સાચવે, રક્ષણ કરે.
પંડ=શરીર, દેહ.
કસર=કંજુસાઇ, તાણ, ખોટ.
તસ્કર=ચોર.
હાકેમ=મોટો અમલદાર.

(૧) કંજુસ માણસ પૂરૂં અન્ન પણ ખાય નહીં, ને કંજુસ માણસ શરીરે બરાબર લૂગડાં પણ પહેરે નહીં. કંજુસ માણસ કોઇને દાન દે નહીં, ને કંજુસ માણસ મઝા જોઇને ખુશી થાય નહીં (કેમકે ખુશી થાયતો કંઇ દેવું પડે.) (૨) કંજુસ માણસ કશો વૈભવ ભોગવે નહીં ને કંજુસ માણસ સુખેથી ઊંઘે પણ નહીં. કંજુસ માણસ પોતાનું શરીર બરાબર સાચવે નહીં, ને કંજુસ માણસ સારૂં નઠારૂં કંઇ તપાસે નહીં. (ફક્ત પૈસા સામું જુએ.) (૩) જાણે પૈસો ખૂટી પડશે એમ જાણીને કંજુસ માણસ ઘણીજ તંગી વેઠે; પણ શામળ કવિ કહેછે કે, ચોર ચોરી જશે, અગ્નિથી બળી જશે, અથવા કોઇ અમલદાર બધું લૂટી લેશે. (ત્યારે આંખો ચોળીને રહેશે.)

## સ્વાભાવિક વેર.

વેર=શત્રુવટ, દુશ્મનાવટ.
સ્વાભાવિક=કુદરતી, સહજ, જન્મની સાથે મળેલું.
સુમ=કંજુસ, ઘણીજ કરકસર કરનાર.
દાતાર=ઉદાર, મોટામનનો, સારી રીતે પૈસો ખરચનાર.
કાયર=બાયલો, બીહીકણ.
શૂરો=બહાદુર, હિંમતવાન.
જોગી=સાધુ, સંસારમાં ન રહેનાર.

ભોગી=સંસારી, મોજશોખી.
પૂરો=પૂરૂં ભણેલો, વિદ્વાન.
અધુરો=થોડું ભણેલો, અધગળ્યો.
ગુણુકા=વેશ્યા, નઠારીસ્ત્રી, જેને મુકરર ધણી નથી તે.
સતિ=સદ્ગુણીસ્ત્રી, પતિવૃતા.
અસુર=રાક્ષસ.
સુર=દેવ.
જોગી=સાધુ, જંગલમાં વસનાર.
જતી=ગોરજી, શ્રાવકના ધર્મગુરૂ.
પાખંડ=ઢોંગ, ખોટું ડોળ.
પવિત્ર=ચોખ્ખો, સાચો.
સુધર્મ=સારો ધર્મ.
અધર્મ=નઠારો ધર્મ.
સહજ=કુદરતી, સ્વાભાવિક.
ભણું=કહું.

આના અર્થ સહેલા છે—છૂટા છૂટા શબ્દના અર્થ આવડે એટલે પછી ભેગા અર્થ કરવા મુસ્કેલ નથી. આમાં એકબીજાના વિચાર કુદરતી રીતે જુદા હોવાથી, જે વેર હોયછે તે વર્ણવેલું છે, લડાઈ ટંટા થયાથી વેર થાયછે તેની વાત નથી.

## કેને મુખે ધૂળ પડી.

ધૂળપડી=નકામું ગયું, ધિક્કારવાલાયક થયું.
રંક=ગરીબ.
રંજાડયા=દુખીકર્યાં, પીડયા.
ભુવન=ઘર, રહેઠાણુ.
ભંજાડયાં=ભાગ્યાં, નાશ કર્યા.
અપજશ=નઠારી આબરૂ અપકીર્ત્તિ.
વેતી નીકે=થતા કામમાં.
નીક=મોરી, ઘોરીઓ.
ઢાંકણુ=ઢાંકણું.
રટે=બોલે, કહે, લે.
રામ=પરમેશ્વર.

(૧) જેણે ગરીબોને દુઃખ દીધાં તેના મોં ઉપર ધૂળ પડી. જેણે પારકાં ઘર ભગાવ્યાં તેના મોં ઉપર ધૂળ પડી. (૨) લોકોમાં જેણે ગેરઆબરૂ મેળવી તેના તથા કોઇના થતા કામમાં જેણે અડચણુ નાંખી તેના મોં ઉપર ધૂળ પડી. (૩) જે પોતાના પૈસ

દાટી મૂકે છે તેના મોં ઉપર ધૂળ પડી. (કેમકે તે બીજાને ખપ લાગતી નથી.), શામળભટ કહે છે કે જે હમેશાં પરમેશ્વરનું સ્મરણ કરતો નથી તેના મોં ઉપર પણ ધુળ પડી.

### કોણ રળ્યો.

| | |
|---|---|
| રળ્યો=કમાયો, જીવ્યું સફળ કર્યું. | વંદવું=નમવું. |
| પાપ=નઠારૂં કામ, દોષ, ગુનો. | બોધે=બોધ કરે, શિખામણ દે. |
| નિંદા=કોઇનું ભુંડું બોલવું, પૂઠ પાછળ વાંકું બોલવું. | શીળ=નીતિ, વ્યભિચાર ન કરવો તે. |
| શાપ=ખરાબ દુવા, નઠારી આશિષ. | તત્ત્વ=સાર, મતલબ. |

(૧) જેણે કંઇ ખોટું કામ ન કર્યું તે કમાયો. જેણે કોઇની નિંદા ન કરી તે કમાયો. જેણે કોઇની બદ દુવા ન લીધી તે કમાયો. જે બધા જોડે નમીને ચાલ્યો તે કમાયો. (૨) જેણે પોતાનો ધર્મ બરાબર સાચવ્યો તે રળ્યો. જે જૂઠી વાતનો બોધ ન કરે તે કમાયો, જેણે નીતિ પાળી તે કમાયો. જેણે દુનિઆમાંથી સાર સાર શોધી લીધો તે કમાયો. (૩) જેણે પોતાને હાથે પૈસો વાપર્યો (સારા કામમાં), તથા જેનો પૈસો બીજા કોઈને ખપ લાગ્યો તે કમાયો. શામળકવિ કહે છે કે જેણે પરોપકારનું કામ કર્યું તે સૌથી વધારે કમાયો.

---

## પાઠ ૩૯ ઇશ્વરે જે કર્યું છે તે બધું કામનું છે.

| | |
|---|---|
| નાસ્તિક=પરમેશ્વર નથી એમ માનનાર. | જગદીશ=પરમેશ્વર. |
| આસ્તિક=પરમેશ્વરને માનનાર. | સરજ્યું=બનાવ્યું. |
| | વિધવિધ=જૂદી જૂદી જાતના. |

વિવેક=ડહાપણ, સારા નરસાનોવિચાર.
નિરૂપયોગી=ઉપયોગ વગરનું,નકામું.
જનસુખ=માણસનું સુખ.
કથન=વચન, વેણ, કહેવું.
કથે=કહે. ગંડક=ગાંડો, મૂર્ખ.
ગર્વ=અહંકાર.
આપ=તમે.
ઘાત કરે=મારી નાંખે, પ્રાણ લે.
ડસે=કરડે.
દેવદિલ=પરમેશ્વરના મનમાં.
આળ=તહોમત, નઠારૂં વચન.
દિનદિન=રોજ રોજ.
દીનદયાળ=પરમેશ્વર, ગરીબપર દયા રાખનાર.
નિર્મળ=સાફ, ચોખ્ખું.
હળીમળી=સંપસંપી.
વાસ=રહેઠાણ.
ઇચ્છાથી=મનસુબાથી, વિચારથી.
શિર=માથે.
ત્રાસ=ભય, બીક.
મલિન= મેલું, ગંદું.

સેજ=બિછાનું, પથારી.
પટ=લૂગડાં. પંડ=શરીર.
ખાંતે=હોંશે, પ્રીતે.
ખોતરી ખાય=કરડે, ચટકા ભરે.
વ્યાલ=સાપ.
ખજુરા=કાનખજુરા.
ઉપજે=થાય, રહે, પેસે.
અંગ=શરીર, મન.
ચૂક=ભૂલ, ગુનો.
છોટી=નાની.
ચોંટીઓ=ચટકા.
કાયદો=ધારો, રસ્તો,
અધિપતિ=ધણી, ઉપરી, પરમેશ્વર.
આળસહર્ણ=આળસ કાપનાર.
આપ=પોતે.
અવરને=બીજાને.
સદ્ય=તુર્ત. સજાવે=રખાવે,
કરતાર=પરમેશ્વર, કરનાર, બનાવનાર.
કરૂણા=મહેરબાની, દયા.
સમજુ=ડાહ્યા.
દિલમાં=મનમાં.

(૧) એક નાસ્તિક માણસની પાસે બીજો આસ્તિક માણસ બોલે છે કે; પરમેશ્વરે આ દુનિઆમાં જે જે બનાવ્યું છે. તે બધું જુદા જુદા ડાહ્યાપણથી કરેલું છે, અને તેમાંનું જરા પણ નકામું નથી (મતલબ કે ઊપયોગી છે) તથા તે બધું માણસના સુખને માટે છે. એવાં વચન સાંભળીને પેલો મૂર્ખ નાસ્તિક પોતાના મનમાં અહંકાર લાવીને બોલ્યો કે, (૩) જૂ, માકણ વગેરે શા કામનાં છે? તે કહો. એતો માણસનો જીવ લે છે તથા કરડે છે. જો પરમેશ્વરના મનમાં દયા હોતતો એવાં પ્રાણી બનાવત નહીં, (૫) એ વખતે આસ્તિક કહે છે કે (નાસ્તિકને) તું એવું કલંક લગાડ નહીં. ગરીબને પાળનાર પરમેશ્વર બધાં માણસને હમેશાં પોતાનાં છોકરાંની માફક પાળે છે. (૧૧) નાની ભૂલને માટે ચટકાની શિક્ષા ( જુ, ચાંચડ વગેરેના ) ને મોટી ભૂલને માટે મોતની સજા થાય છે. (સાપ વગેરે કરડવાથી) આળસ છોડાવવાને માટે ઈશ્વરે કેવો સરસ કાયદો કરેલો છે? (૧૨) પોતે સાફ રહે પણ બીજાને (પાડોશી વગેરેને) સાફ ન રખાવે તો તે ચોખ્ખા માણસનો ગુનો માફ થતો નથી (મતલબ કે પોતાનું ઘર સાફ હોય પણ પાડોશી ગંદા હોય તો આપણને નુકશાન થાય) (૧૩) ઇશ્વરે મહેરબાની કરીને, બધું કામ વિચારીનેજ કરેલું છે. દલપતરામ કવિ કહે છે કે ® માણસજેડા હોય તે બધું સમજે છે.

---

## પાઠ ૪૦ ઇશ્વર સ્તુતિ

સ્તુતિ=વખાણ, ગુણગાન.

ખરા અર્થમાં જોતાં સ્તુતિમાં વખાણ હોય છે, ને પ્રાર્થનામાં કંઇ માગણી હોયછે.

રચના=બનાવટ, ગોઠવણુ.
પ્રભુતા=પ્રભૂપણું, મોટાઇ.
ધરી=ધારણ કરી, રાખીને.
મજરો=સલામ, પ્રણામ.
મજરોગ=મારો રોગ.
હરિલે=લઈલે.
કરવા=બનાવવા.
કર=હાથ.
વાવરો=કામે લગાડો, વાપરો.
સુખિઆરો=સુખી.
વણુસે=બગડશે.
વણુસેવના=સેવા વગર, ભક્તિ વગર.
નરધારી=નક્કી કરેલી.
નરધારણુ=માણુસોની ઇચ્છા.
મેદનીવિષે=પૃથ્વીમાં, દુનિઆંમાં.
હરિ=પરમેશ્વર.
હરી=લઈ લીધી.
દીસે=દેખાય.
દુઃખકાળે=દુઃખને વખતે.
ધર્યા=બનાવ્યા, તૈયાર કર્યા.
ઉપકારી=ઉપકાર વાળા.
ઊપકાર=ગુણુ, પાડ.
ટળી=મટી, નાશ પામી.
આપદા=પીડા, હરકત.
ગુણુવાન=ગુણુવાળો. (ઈશ્વર).
દાહતી=બાળતી, દુઃખ દેતી.
દાડી=રોજ, હમેશાં.
મલિની=મેલી, દુષ્ટ, ખરાબ.
નિર્મળી=ચોખ્ખી, પવિત્ર.
કથશે=કહેશે.
થોક=થોકડા, જથા.
બણી=બની, થઈને.
ખમાય=વેઠાય, સહન થાય.
જીવ=પ્રાણી.
તાપ=દુઃખ.
રજ=રજકણ, પદાર્થનો ઝીણામાં ઝીણો ભાગ.
પાર=છેડો.
આડાપણુ=આ ડાહાપણુ, આરચના.
જણુશે=સિલકમાં, છતમાં.
જણુ=માણુસો.
સેંકડો=સો.
સદ્ભાગી=સારા ભાગ્ય વાળો, નસીબદાર.

| | |
|---|---|
| સદ્ભાવના=સાચો પ્રેમ. | નિજનો=પોતાનો. |
| ધરે=રાખે. | ખુની=ખુન કરનાર, ઘાત કરનાર. |
| રંજન=ખુશ કરવું, રાજી કરવું. | ગણીલે=માનીલે. |
| સુખકારણે=સુખને વાસ્તે. | ગણના=ગણત્રી. |
| તનવંત=માણસ, શરીર વાળો. | ગણ=ગુણ, મહિમા. |
| વાનર=વાંદરો, મુર્ખ. | અલ્પબુદ્ધિ=થોડી બુદ્ધિ. |
| તોલમાં=ભારમાં, બરોબરીમાં. | બોચરે=બોલે, કહે. |
| તજવાત=તારી વાત, તારૂં હોવાપણું | રચીને=બનાવીને. |

(૧) આ બધી ગોઠવણના બનાવનાર હે દયાળુ ધણી, તમે અમારા પર ઘણી મહેરબાની કરો. હે પરમેશ્વર તું તારી મોટાઇ ધારણ કરીને, અને મારી સલામ લઇને મારો રોગ લઈ લે. (૨) હે સુખીઆ (પરમેશ્વર) મને સુખી કરવાને તારો હાથ કામે લગાડ (મતલબ કે તું મને સુખી કર) કે જેથી હું તને ભજી શકું, માણસોની ધારેલી ઇચ્છા તારી ભક્તિ વગર નક્કી બગડશે. (૩) આ દુનિઆમાં જે જે માણસો અવતરે છે તે બધાનાં દુઃખ તેં લઇ લીધેલાં જણાયછે. (મતલબકે બધાંને સુખી કર્યાંછે). વળી દુઃખની વખતે તેમનાં દુઃખ કાપીને તેં તેમને દીકરા દીકરી જેવાં ગણેલાં છે. (૪) તેં જે વખતે જેટલા જીવ બનાવ્યા, તે બધા ઉપર ઉપકારી તેં ઘણા ઉપકાર કરેલાછે. (મતલબકે બધાને જોઇતું સુખ આપેલુંછે.) હે ગુણવાળા ઈશ્વર તારા ગુણ વાંચીને અમારી જે આટલી પીડા હતી તે નાશ પામી. (મેલી બુદ્ધિ રૂપી પીડા). (૫) જે હમેશાં દુઃખ દેતી હતી એવી નઠારી બુદ્ધિ નાશ પામી. અને સારીબુદ્ધિ મળી. જો કોઇ કવિ તારી કવિતા કરવા બેસસે, તો નાતે

થોકેથોક બનશે. (મતલબ કે પાર નહીં આવે.) (૬) જે દુઃખ અમારાથી નજરમાં પણ વેઠાય નહીં, એવાં દુઃખ કેટલાંક પ્રાણી ખમે છે. (મતલબકે અમને તેં સુખી કર્યા છે.) કેટલાક ઠગ માણસો ઠગાઇની વાતો કરેછે, તોપણ હે જગપાળક તું તેમનાં દુઃખ લઇ લેછે. [મતલબકે તારે મન બધા સરખા છે.] (૭) કદી રજકણનો પાર આવે, (મતલબકે એનો ઝીણામાંઝીણો મૂળ ભાગ વખતે શોધી કઢાય.) પણ આ તારા ગુણનો પાર પામવાનું ડહાપણ અમારી આગળ નથી. આ દુનિઆમાં છતમાંતો ઘણા માણુસો ફરેછે, પણ તેમાંથી જે સારા ભાગ્યવાળો હોય તેજ તારાપર સાચો ભાવ રાખે. (૮) હે ઇશ્વર તેં માણસો ખુશ થાય તેવા રંગ બનાવીને તેમના સુખને માટે બધે મૂકેલા છે—જો કોઇ માણસ તને નમશે નહીં (ભકિત નહીં કરે.) તો માણસો તેને વાંદરા જેવો (મુર્ખ) ગણી લેશે [૯] જે માણસ તને છોડી દેવાની વાત કહે. (મતલબ કે તું નથી એમ માને) તો માણસો તેને આતમહત્યારો (પોતાનું ખૂન પોતાની મેળે કરનાર જેવો) માની લેશે. જો કોઇ માણસ તારા ગુણની ગણત્રી કરવા બેસશે તો તે ગણતાં ગણતાં મરી જશે. (મતલબ કે પાર નહીં આવે.) **દોહરો**—તારા ગુણની ગણત્રી કરતાં કોઈ દહાડો પાર આવવાનો નથી તો દલપતરામ કવિ કહેછે કે અલ્પબુદ્ધિ વાળી જે માણસ જાત તે શી રીતે કહે?

—॰॰॰—

## પાઠ ૫૧ માન વિષે—

લાડ=માન, મોંઘાઇ, મોટાઇ.
માન=આબરૂ, મોટાઈ.
નીચ=હલકી જાતનો.
પાયે=પગે.

દુબળો=ગરીબ, કંગાળ.
ડંડાએ=દુઃખી થાય, હેરાન થાય.
મુહુર્ત્ત=વખત, સમય, સારો નરસો વખત જોવો તે.
જોષ=ફળ, ભવિષ્યની ખબર.
ત્રિયા=સ્ત્રી, બૈરી.
દરિદ્રી=ગરીબ, કંગાળ.
તરણું=તરખલું.
મેરૂ=હિંદુ શાસ્ત્રમાં માનેલો મોટો પર્વત-હાલ હિમાલય.
અહંકાર=અભિમાન, ગર્વ.
સુખપાલ=એક જાતનું વાહન, પાલખી.
કાસદાં=ખેપ, સંદેશા લઇજવા લાવવાનું કામ.
ક્રોડ=કરોડો રૂપિઆ, ઘણો પૈસો.

ભિક્ષા=ભીખ.
ધરતા=માગતા.
ગાંઠે=પાસે, ઘરમાં.
આણ=દુવાઈ, હુકમ.
દાવાનળ=(દાવ=વન+અનળ=અગ્નિ) વનમાં અગ્નિ લાગવાથી પશુ, પક્ષીને જેટલું દુઃખ પડે છે તે; હાલ અતિશય દુઃખ માટે એ વપરાય છે.
જામ્યા=પામ્યા.
સુબેદારી=મોટો હોદ્દો, મોટોઅધિકાર.
સાહેબી=અખ્તિઆર, અમલ.
કોડી=હલકી વસ્તુ-છોકરાં બાજીમાં રમેછે તે.
સર્યા=પારપડયા, નભ્યા.

(૧) જેને ઘણું માન મળતું હોય, તે પોતાનું માન છોડી દેઇને કોઈ દહાડો ભીખ પણ માગે—(મતલબ કે વખત બદલાતાં વાર લાગતી નથી.) જેને ઘણી આબરૂ હોય તે વખતે હલકા માણુસને પણ નમે. (૨) જેની પાસે ઘણો પૈસો હોય તે કોઇ દિવસ ગરીબ બનીને હેરાન થાય. જે ઘણાં મુહુર્ત્ત ને ફળ જોતો હોય તેની સ્ત્રી પણ રાંડે. (મતલબ કે પોતે પણ મરે). (૩) જેની પાસે વિદ્યાવરૂપી ધણો પૈસો છે તે (છતે પૈસે) કંગાળ જેવા જાણવા. ( કેમકે

તેઓ તેનો સારો ઊપભોગ કરી શકે નહીં.) એક હલકું તરણું પડયુ હોય તેનો મોટો પર્વત ઇશ્વર બનાવી દે, માટે કોઈ પણ જાતનું વિદ્યા, રૂપ, માન વગેરેનું) અભિમાન રાખવું નહીં. (૪) જે સુખપાલમાં બેસતા હતા તેમને ખેપો કરતાં દીઠા [મતલબ કે એવો પણ વખત આવી ગયો.] ને જેની પાસે ઘણોજ પૈસા હતો તેઓને ભીખ માગતા જોયા. (૫) જેને પાંચ દીકરા હતા, તેમનો બાપ પણ સુખ પામ્યો નહીં (કેમકે કોઇ ચોર, કોઈ જુગારી વગેરે નઠારા નીવડયા] ને જેની બધા દેશમાં દુવાઇ ફરતી તેઓ ઘણું દુઃખ પામ્યા. (૬) જેને ઘેર સુબેદારી જેવો જબરો અખ્તિઆર હતા તેના માણસો કોડી કોડી માગતા ફર્યા. ( મતલબ કે ગરીબ બની ગયા.) શામળ કવિ કહે છે કે એ પ્રમાણે કોઈનો અહંકાર પાર પડયો [છાજતો] નથી.

## અહંકાર વિશે.

વ્યાઘ્ર(સં)=વાઘ.

તન=શરીર. જર=પૈસો.

ઝીલંત=ઝીલતા, ગરકાવ રહેતા.

ઝોળી=કોથળી, ખડીઓ.

જોગી=વેરાગી, સાધુ.

શુરાના સરદાર=સૌથી વધારે બહાદુર.

કાયર=બીહીકણ, હિંમત વગરના બાયલા.

સદાવત=હમેશનું દાન આપવાનો નિયમ.

માનભંગ=બે આબરૂવાળા, આબરૂ ગયેલા.

માઠા=ઘસાઇ ગયા, હલકા પડી ગયા.

જોબનવંતા=જોરવાળા, જુવાન,

છાંયડી=છાયો, વખત.

જોષ=સારૂં નરસું ભવિષ્ય ફળ.

જોષી=ભવિષ્ય જોનાર,

કનક=સોનું.

કથીર=કલઈ.

અકર્મી=નઠારા ભાગ્ય વાળો.
અમીર=પૈસાદાર, ગૃહસ્થ.
સુહાવે=શોભે, બને, થાય.
સતવાદી=સાચું બોલનાર.
ખૂન=ઘાત, કોઇને જીવથી મારવો તે.
કરૂણા=દયા. ભાસે=દેખાય, જણાય.
સંતોષ=સબુરી, ધીરજ.
પ્રમાણિયે=રાખીએ, માનીએ, જોડીએ.

(૧) જે વાઘની સાથે લડે તેવા બળવાન હતા, તેઓ શરીરે રોગી થઈ ગયેલા દીઠા. જેઓ પૈસામાં ગરકાવ રહેતા તેઓએ સાધુ થઇને ઝોળી ભરવી. (મતલબ કે ભીખ માગી). (૨) જે હમેશાં દાન આપતા હતા, તેઓ બેઆબરૂ પામીને ઘસાઈ ગયા. જે બધા કરતાં વધારે બહાદૂર હતા, તેઓ બાયલા બનીને નાસી ગયા. (૩) જે સ્ત્રી પુરૂષો જુવાન હતાં, તેમને ડોસા ડોસી જેવાં ઘરડાં થઈ ગયેલાં દીઠાં. શામળભટ કહે છે કે એ પ્રમાણે ફરતો ફરતો વખત છે, એમાં જોષીઓ શું ફળ જોવાના છો! (મતલબ કે ચડતી પડતી ચાલી જવાની) (૪) સોનું હોય તે કલઈ ન થાય ને કલઇ હોય તે સોનું ન થાય; પણ નઠારા ભાગ્યવાળો હોય તે અમીર બને, અને અમીર હોય તે ગરીબ થાય. (આ બંને લીટી આ પ્રસંગને અનુસરતી નથી, પણ કવિની કહેવાની મતલબ એમ હશે કે; ધાતુમાં ફેરફાર થતો નથી, પણ માણસમાં થાય છે). (૫) ચાકરડી હોય તે રાણી બને, અને રાણી હોય તે ચાકરડી થઇ જાય. સાચું બોલનાર હોય તે વખતે ખૂન કરે, અને ખૂન કરે તેવો હોય તેના મનમાં વખતે દયા જણાય. (મતલબ કે સ્વભાવ બદલાઇ જાય છે.) (૬) એ પ્રમાણે ફરતા ફરતો વખત છે, માટે અહંકાર લાવવો નહી; અને પોતાની જેવી હાલત હોય તેમાં સંતોષ રાખીને ઈશ્વર ઉપર પ્રેમ રાખવો.

## ઉન્મત્તાઇ વિશે.

ઉન્મત્તાઈ=અહંકાર, છકેલાપણું.
છંછેડાયો=ખીજવાએલો, ગુસ્સેથયેલો.
વકરાયો=છકી ગયો, જોરમાં મસ્ત બન્યો.
વનિતા=સ્ત્રી.
વંઠી=ખરાબ થઇ, નઠારે રસ્તે ચઢી.
ઠામ=ઠેકાણે, સારા સ્વભાવમાં.
રૂઠિઓ=ગુસ્સે થયો, ખીજ્યો.
સમે=મટે, નરમ પડે, સમીજાય.

જે નાગ ખીજવાયો હોય તે કોઈને તાબે થાય નહીં [ક્રોધનાથી પકડાય નહીં), તેમ જે વાઘ બળમાં છકી ગયો હોય તે પકડાય નહીં. (૨) જે સ્ત્રી ખરાબ રસ્તે ચઢી હોય તે પાછી ઠેકાણે આવે નહીં (મતલબ કે સુધરે નહીં). જે માણસ જૂઠો થઇ ગયો હોય તે કદિ સાચો થાય નહીં. (૩) જેને માથે રાજા ગુસ્સે થયો હોય તો થોડીવારમાં તેનો ગુસ્સો નરમ પડતો નથી; માટે ઉગણાં તે (રાજા) કહે તેમ કરવું, પછી પરમેશ્વરને ગમે તેમ બને.

---

## પાઠ ૫૯ અભિમાન તજવા વિષે.

કદિ=કોઇ દિવસ.
અભિમાન=અહંકાર, ગર્વ, મદ.
હજાર વસા=ઘણું કરીને. જ્યારે વધારે ખાત્રી લાયક વાત કહેવી હોયતો એ શબ્દ વપરાયછે. થોડી ખાત્રી હોય તો સોવસા કહેછે,
હલકો=હલકી જાતનો, હલકા સ્વભાવનો.
કેણુ=વચન, વેણ.
પડી ગયો=નાશ પામ્યો, જતો રહ્યો.
રાવણ=લંકાનો અહંકારી રાજા, રામનો શત્રુ.
સમાપર=વખતે, અવસરે.
દુર્યોધન=ધૃતરાષ્ટ્રના સો દીકરામાં વડો. પાંડવનો કાકાનો દીકરો ભાઈ.

કર્ણ=પાંચ પાંડવનો સાવકો ભાઈ, એ હમેશાં ઘણું દાન આપતો. તે પરથી તેને દાનેશ્વરી કહેતા.
મદોન્મત્ત=અહંકારમાં છકી ગયેલા, ઘણાજ અહંકારી.
છત=પ્રખ્યાત, જાણીતા.
જગમધ્ય=જગતમાં.
જનજોધ=જોદ્ધા જેવા માણસો, બળવાન માણસો.
કળે=યુક્તિથી, દાવપેચથી.
રીપુ=શત્રૂ, દુશ્મન.
ક્રોધ=ગુસ્સો, લડાઈ.
બાણકમાન=કામઠાની દોરી.
છત્રતણી=છત્રની.
શીગળી=ઠંડી.
કશું કરતાં=કંઈપણ કામકરતાં, ગમે તેવું કામ કરતાં.
આપ=પોતે.
ગુણગાન=ગુણનું વર્ણન, પરાક્રમની વાતો.
સજે=ધારણ કરે, રાખે.
સાર=સારા.
ચહો=ઇચ્છો, ચાહો.
જોય=જોવાને, મેળવવાને.
નમ્ર=નમતાઇવાળા, નરમાશવાળા.
પ્રભૂ પદ=પરમેશ્વરના ચરણ.
પવિત્રપ્રેમ=ચોખ્ખો સ્નેહ.
પૂરણ=પૂરૂં, બરાબર.
બ્રહ્મ=પરમેશ્વર.
પિછાન=ઓળખાણ, ખબર.
રસાળ=રસવાળા, સારા.
પ્રજાજન=રૈયતના માણસો, રૈયત.
પ્રજાપ્રતિપાળ=પ્રજાનું પાલણ કરના, રાજા.
વિગત=વિચાર, વિવેક.
તોલ=કિંમત, માપ.

(૧) કોઇ માણસ પોતાના મનમાં અહંકાર લાવે, તો ઘણું કરીને તે હલકી જાતનો હોય, હું આ સારૂં વચન કહું છું તે તમે કાને સાંભળો કે, પરમેશ્વરને ભજો ને અહંકાર છોડી દ્યો. (૨) રાવણ જેવા મોટા બળવાન રાજાનો પણ અહંકાર જતો રહ્યો ને

વખત આવ્યે બધા માણુસો તેના શત્રુ થયા, અને વળી પોતાનો જીવ પણું ખોયો. (૩) દુર્યોધન જેવા અહંકારી અને કર્ણું જેવા દાનેશ્વરી હવે ક્યાં છે? તેઓ અહંકારમાં છકી જઈને મરણુ પામ્યા. (૪) જે બળવાન માણુસો આ દુનિઆમાં પ્રખ્યાત હતા, અને જેઓ યુક્તિએ કરીને પોતાના દુશ્મને હરાવતા, તેવા બળવાન માણુસો પોતાના ધનુષ્યની કમાન છોડી દઇને મરણુ પામ્યા માટે પરમેશ્વરને—(૫) જેમને માથે છત્રની ઠંડી છાયા થતી તથા જેઓ કંઇ પણુ કામ કરવાને આચકો ખાતા નહીં; તેવા માણુસો પોને ચાલ્યા ગયા, ને તેમનાં પરાક્રમનું વર્ણુન ગાવાનું રહ્યું. ( ૬ ) જો માણુસ બધા સારા ગુણુ ધારણુ કરે, પણુ જો લગાર અહંકાર પોતાના મનમાં રાખે; તો દૂધ સાકરમાં ઝેર મળવા જેવું થાય. ( મતલબ કે બધા સારા ગુણુ નાશ પામે. ) (૭) જો તમે તમારા મનથી આ જગતમાં આબરૂ મેળવવાને ઇચ્છતા હો, તો કોઈ દિવસ અહંકાર કરશો નહિ, જો તમે નમ્રતાવાળા હશો તો ગુણુવાન બનશો. (૮) અભિમાન નાશ પામવાથી ઘણુા ભાઇબંધ થાય, ને પરમેશ્વરનો ચોખ્ખો પ્રેમ આપણુને મળે, અને પછીથી પરમેશ્વરનું પૂરેપુરૂં ઓળખાણ પડે. (૯) આ રસવાળા નવ છંદ સાંભળીને હે માણુસો, રાજા ને રૈયત; તમે આ બધી હકીકતનો વિચાર કરીને તમારા મનમાં તોલ કરો એવું દલપતરામ કવિ કહે છે.

---

## પાઠ ૧૦ ધૈર્ય વિષે.

ધૈર્ય=હિંમત, ધિરજ.
ગમે=ફાવે, પસંદપડે.
તે સમે=તે વખતે.
સહેવું=ખમવું, વેઠવું.

સદા=હમેશાં.
રૂદેમાં=મનમાં, હૈયામાં.
હેબકી=ડરીજઈ, હેબકખઇ.
હામ=હિંમત.
હારે=છોડો, તજો.
કાળે=વખતે.
સજ્યો=બનાવ્યો, કર્યો.
ગાંડવો=ઘેરાવો, જથો.
મેહ=વરસાદ.
વધાઇ=ખુશ ખબર, વધામણી.
ભુંડા ભોગ=ખરાબ હાલત, નઠારી ખબર.
ભંગ=ભાગે.
ભાસે=ભાસાવતી.
જાનકી=જનકરાજાની દીકરી, સીતા, રામચંદ્રની સ્ત્રી.
રામરાજા=અયોધ્યાનારાજા, દશરથના પુત્ર.
જોગ=વખત, અવસર.
ગુજાર્યો=કાઢયો, ગાળ્યો.
દ્રોપદી=પાંચ પાંડવનીસ્ત્રી, દ્રુપદ રાજાની કુંવરી.
હરિશ્ચંદ્ર=અયોધ્યાનો રાજા તેને સત્યને માટે ઘણું દુઃખ ભોગવવું પડયું હતું.
પૂરી=પૂરેપૂરી, ઘણી.
હાથીહોદે=હાથીના હોદા ઉપર–હાથી ઉપર ખુલ્લી બેઠક હોયછે તે હોદો અને માથે છત્ર વાળી હોયછે તે અંબાડી.
મરીફૂટતાં=આપઘાત કરતાં, જીવ કાઢતાં.
આપ=તમે.
યારો=ભાઈઓ.
ગાભરા=ગભરાએલા, મૂઝાએલા.
આપદ=દુઃખ, પીડા.
ઉગારો=બચાવો.
જુક્તિ=ઉપાય.
કદાપિ=ક્યારેપણ, કોઇવખતે.
દિલે=મનમાં.
ધારીજોવું=વિચાર કરીજોવો.
તદાપિ=ત્યારેપણ, તેવખતે.
ભજે=ભક્તિ કરે, સંભારે.
શાન્તી=ધીરજ.
સજે=ધારણકરે, રાખે.
શ્રી=શોભાયમાન.
શાન્તી=સમાધાની, સુખચેન.
આશિષ=સારીદુવા, આસિરવાદ.

(૧) પરમેશ્વરને જે વખતે જેવું ગમે તે વખતે આપણે ખમી રહેવું, ને હમેશાં મનમાં ખુશી રહેવું, પણ કોઈ દિવસ ડરી જઈને મનમાંથી હિંમત છોડવી નહીં, ને ઘણા દુઃખની વખતે ઘણી હિમ્મત રાખો. (૨) ઇશ્વરે વરસાદના જથા જેવો આ દુનિઆનો ઘાટ બનાવેલો છે. તે થોડીવારમાં એકઠો થાય છે, ને થોડી વારમાં જતો રહે છે, માટે ઘણા દુખની વેળા. (૩) એક વખતે વિવાહની સારી ખબર આવે, ને કોઇ વખતે નઠારી હાલત બને, એ પ્રમાણે સારો ને નઠારો વખત ઘણી મુદત સુધી ટકતો નથી, (મતલબ કે એકનો એક વખત હમેશાં રહેતો નથી.) માટે ઘણા. (૪) કોઈ વેળા આંપણી આબરૂ નાશ પામતી હોય, ને કદી આપણું શરીર ભાલાવડે કપાતું હોય, તો તે વખતે એવો વિચાર કરવો કે, પરમેશ્વરની એવી મરજી હશે. (૫) રામચંદ્રની સ્ત્રી જાનકીને (સીતાને) ખભે બેસાડીને લંકાનો રાજા રાવણ (કપટ કરીને) લઇ ગયો, તોપણ તેણે હિંમત પકડીને એવો વખત પણ કાઢયો. (૬) પાંડવની સ્ત્રી દ્રૌપદીને સભા વચ્ચે બોલાવીને તેમના ધણીઓના દેખતાં પાપી દુઃશાસને (દુર્યોધનના ભાઇએ) વસ્ત્ર ખેંચવા માંડયાં; તોપણ તે સતીએ હે ભાઇઓ પોતાના વહાલા પ્રાણ છોડયા નહીં. માટે૦ (૭) હરીશ્ચંદ્રરાજા સત્યને માટે ઘણું દુઃખ પામ્યો, ને તે સંકટ સમે મજૂરી કરીને પણ જીવ્યો, કે જે મોટા હાથીને હોદ્દે બેસનાર હતો. (૮) જો બીજો કોઈ માણસ આપણો જીવ લે તો ભલે, પણ આપઘાત કરતાં મોટું પાપ લાગે, માટે હે બાઈઓ તમારૂં ચાલે ત્યાં સુધી તમારો જીવ ઉગારો. (૯) કોઇ દિવસ પોતાના ભાઈબંધનું ઘણું દુઃખ જોઇને ગભરાઈ જઇ રડવું નહીં; પણ તેને ઉગારવાના

ઇલાજ શોધી કાઢીને દુઃખમાંથી બચાવો. (૧૦) કોઇ માણસ કુવામાં પડ્યો હોય, ને તેનો મિત્ર ઉપર બેસીને માથું કૂટી રડવા માંડે; તો એ પ્રમાણે કૂટવાથી તેનો મિત્ર શી રીતે ઉગરે? ( મતલબ કે ઇલાજ કરે તો ઉગરે ) (૧૧) જ્યાં આગળ કોઈ પણ ઉપાય ચાલે નહીં, ત્યાં મનમાં વિચાર કરી જોવો (ઊગારવાનો); પણ રડવું નહીં. એવે વખતે પરમેશ્વરને સંભારીને જે ધીરજ રાખે તેને ડાહ્યો માણસ જાણવો. (૧૨) હે અમારા ભાઇઓ તમે પ્રીતિથી આ બધી વાત સાંભળો ને હમેશાં તમારી દિલગીરી પરમેશ્વર મટાડશે. હે દયાળુ ધણી બધે ઠેકાણે શાન્તી કરો, એવી આશિષ દલપતરામ કવિ દે છે.

---

## પાઠ ૬૭ હિંદુસ્તાન ઉપર ઇશ્વરના ઉપકાર વિષે.

ઝેર=અદેખાઇ, ખાર, દ્વેષ.
વેર=દુશ્મનાવટ, શત્રુતા.
કાળાકેર=જુલમ, ઘણાંજ નઠારાં કામ.
પરનાતિલા=પારકી નાતવાળા.
જાતિલા=એક જાતના.
અનોપમ=કોઈની ઉપમા ન અપાય તેવું, સર્વોત્તમ.
લાજ=આબરૂ.
લેખ=ગણ, માન.
ઘોર=ભયંકર.
કુકર્મી=નઠારાં કામ કરનાર.
ડુબ્યું=નાશપામ્યું, ગયું.
મારણ=મારનારા, ઘાતકી.
તુલ્ય=બરાબર, જેવું.
વિધવિધના=જૂદી જૂદી જાતના.
વૈભવ=મોજ શોખ, મઝા.
વસ્તી=રૈયત, પ્રજા.
પટકૂળ=લૂગડાં-(ઊંચી જાતના)
ખરાબી=બિગાડ, નાશ, નુકશાન.
ક્ષણમાત્ર=થોડીગણતીમાં, શાલેખામાં.
સંહાર=નાશ.
પીંઢારા=એક જાતના લૂટારા.

કુપાત્ર=હલકી જાતના. નીચ.
ઇંગ્લીશ=ઇંગ્રેજસરકાર.
નેજો=વાવટો, ધજા, આશ્રય.
તનુજ=છોકરાં.
ગુલતાન=ચેનબાજી, આનંદ, મઝા.
બળવંતા=બળવાળા, જોરાવર.
આશ્રય=આશરો, રક્ષણ.
ધવળ=ધોળ, મંગળગીત.
મંગળ=સારાં, આનંદનાં,
નિર્બળ=બળવગરના.
કોળીનાળી=કોળી વીગેરે.
સંસ્થાન=રાજ્યો, પ્રાંત.
ફાંશીખોરા=ફાંસો દઈ મારીનાંખનાર લોક, ફાંસીયા લોક.
ફેલ=તોફાન, ડોળ, દગો.

વાટ પાડવી=લૂટફાટ કરવી.
ધીંગા=મજબૂત, જોરાવર.
કાઠી=કાઠિયાવાડના મૂળ વતની લોક
જત=પાટડીમજાણુની આસપાસ રહેનારી એકજાત. (લૂટફાટ કરનાર)
ધાડાં=ટોળાં.
ઘેરીશકે=રોકીશકે.
ઘાટ=પાણીના આરા.
કુવેતર=કૂવાનું પાણી પાઇને વાવેલું ખેતર, વાડી.
લગભગ=સુધી, નજીક.
પ્રવેશ=પેસવું.
તનમનથી=ખરા દિલથી.
સ્વર્ગસમો=સ્વર્ગના જેવો, શોભાયમાન
મહીમાં=પૃથ્વીમાં

(૧) અદેખાઈ અને દુશ્મનાવટ ગયાં તથા જુલમ કરનાર પણ ગયા, પારકી નાતવાળા તથા બીજી જાતના લોકો સાથે સંસાર સંપ સંપીને ચાલે છે. (સંસાર–સંસારમાંના લોક). ગરીબ બકરીનો કાન પણ રસ્તે જતાં કોઇ પકડી શકતું નથી (મતલબ કે હલકા પ્રાણીને પણ કોઇ પીડા કરતું નથી.) એ બધો ઇશ્વરનો ઉપકાર માનીને હે હિંદુસ્થાન તું રાજી થા. (આ કવિતામાં હિંદુસ્થાનને માણસની ઉપમા આપી છે) (૨) કોઇની ઉપમા ન આપી શકાય એવું રાજ આ વખતમાં થયું છે, જેણે તારી આબરૂ વધારી

છે તેમ માન. ભયંકર નઠારાં કામ કરનારા અને ચોર નાશ પામ્યા ને કપટનું જોર નાશ પામેલું જો. મહમદ જેવા ધાતકી અને તૈમુર જેવા તોફાની હવે જણાતા નથી. (૩) જુલમગાર રાજાનું મૂળ ગયું, ને નાદિરશાહ જેવા તોફાની નાશ પામ્યા, હવે ભીલ લોકોની બીક કયાં છે. (મતલબ કે નથી.) ને લડાઇ પણ કયાં છે? રૈયત સારાં લૂગડાં પહેરીને તથા પાન ચાવીને જુદી જુદી જાતના વૈભવ ભોગવે છે. (૪) હોલ્કરથી હવે કંઈ નુકશાન થતું નથી, ને મરાઠા હવે શા હિસાબમાં છે? (મતલબ કે કંઈ હિસાબમાં નથી.) સીંધીયા હવે કદી નાશ કરતા નથી ને હલકી જાતના પીંઢારા પણ નાશ પામ્યા, ઈંગ્રેજ સરકારના વાવટા નીચે તારાં છોકરાં ચેનબાજી ઉડાવે છે. એ બધો. (૫) એ બળવાન રાજ્યના આશરા નીચે રૈયત ધોળ વગેરે સારાં ગીત ગાય છે, ને જેના કાયદા બધાથી સારા છે, કે જેમાં નબળા માણસને પણ લગારે બીક રહેતી નથી. કોળી વગેરે લોકોની બીક મટાડીને તે (સરકાર) તારાં સંસ્થાન (બધા પ્રાંત) સાચવી રાખે છે. (૬) ફ્રાંસીઆ લોકો દગો કરીને (રૂપ ફેરવીને) હવે વગડામાં લૂટફાટ કરી શકતા નથી, ને મજબૂત કાઠી લોકોના ઘોડેસ્વારનાં ટોળાં પાણીના આરા રોકી શકતાં નથી, ને ખેતર અથવા વાડીમાં જઈને લશ્કર અનાજ લૂટી લેતું નથી. (૭) લંકાથી હીમાલય પર્વત સુધી, અને કલકત્તાથી કચ્છમાં પેસતા લગીમાં, પંજાબ, સિંધ, કાઠિયાવાડ, દક્ષિણ, માળવા વગેરે દેશો આવેલાં છે; તે બધામાં દુઃખ અને બીકના દહાડા જતા રહ્યા અને સુખના દિવસનું દાન દીધું. (ઇંગ્રેજ સરકારે) એ બધો. (૮) તેટલા

માટે તું ખરા દિલથી પરમેશ્વરનો આભાર માની લે, અને હમેશાં ખુશી રહીને સ્વર્ગના જેવી શોભા વધારજે, દલપતરામ કવિ પોતાના મનથી આશિરવાદ આપે છે કે; હે હિંદુસ્થાન તું આ દુનિઆંમાં ઘણી આબરૂ મેળવ.

---

## પાઠ ૯૧ કુસંગત વિષે.

કુસંગતિ=ખરાબ સોબત.
ભળે=મળે.
વધાર=વાસ, ગંધ.
ગંધ=વાસ, વધાર.
સફેદ=ધોળું.
શ્યામ=કાળું.
સંગમાં=સોબતમાં.
કુસંગી=નઠારા સંગવાળો, નઠારો માણસ.
પ્રસંગ=મેળાપ, સોબત.
દે=આપે, કરે.
રંગ=અસર.
જુગારી=જુગાર રમનાર, જુગટીઓ
યારી=દોસ્તી, સ્નેહ.
કઢંગી=નઠારા લક્ષણવાળો.
પ્રસંગી=મેળાપી, સોબતી
કહાયછે=ગણાયછે.
કઢંગ=નઠારાં લક્ષણ.
જુવાર=જાર.
ભાત=ચોખા.
ખાળનીર=ખાળનું પાણી.
ગંગનીરતુલ્ય=ગંગાના પાણી જેવું
શુદ્ધ=ચોખુ, પવિત્ર.
કલાલ=દારૂ વેચનાર.
છળાય=ફેલાય, ચરચાય.
મધુપાન=દારૂ.
કાળિઆ કને=કાળિઆ બળદ પાસે.
ધોરી=બળદ.
ધોળીઓ=ધોળો.
વાન=પોત, રંગ.
સાન=લક્ષણ, ટેવ.
સંગજેવી=સોબત જેવી.
ઠેકવા=કૂદવા.
વિહંગ=પક્ષી.

પુલ્લીંગ=નરજાતિ.
પાશટી=ગદલાઇ.
અપંગ=અંગની ખામી વાળો, આંધળો, લૂલો વગેરે.
વિકાર=ફેરફાર, બદલો.
સુપાત્ર=સારી જાતના, કુલીન.
કુપાત્ર=હલકી જાતના, નીચ.
રંગ=મઝા, આનંદ.
કુવેણ=નઠારૂં વચન.
કણું=ઝીણું કણ.
અણું=રજકણ, ઝીણામાં ઝીણો ભાગ.
નડે=હરકત કરે, નુકશાન કરે, દુઃખદે.
નેણ=આંખ. રસી=દોરડી.
સલંગ=આખી, સીધી.
સમાન=સરખું, જેવું.
સતસંગ=સારી સોબત.
અંગે=મનમાં. ઊમંગ=હોંષ.

(૧) ભાતમાં જરા લવીંગનો વઘાર મળવાથી તે જેમ જતો નથી, તેમ હીંગનો વઘાર પણ જાય નહીં (મતલબ કે જેવી સોબત કરે તેવી અસર થાય.) ધોળું લૂગડું કાળા લૂગડાની સાથે રહે તો, તે પણ કાળું થાય; તેમ નઠારા માણસની સોબત આપણા મનમાં નઠારી અસર કરેછે. (૨) જેમ અફીણીઆ માણસની સોબતમાં કોઈ રહેતો તે અફીણી ગણાયછે; તેમ જુગટું રમનારની સોબતમાં રહે તો જુગારી ગણાય, નઠારાં લક્ષણવાળાનો સોબતી નઠારો ગણાય છે; તેમ. (૩) જ્યાં હજાર શેર જાર હોય તેમાં એક શેર ચોખા મળે તો ભાતનું મૂલ મળતું નથી પણ જારના જેટલુંજ મળે છે, તેમ ગંગા નદીમાં ગંગા-જળ જેવું ગણાતું પવિત્ર પાણી જો ખાળના ગંદા પાણી સાથે મળે, તો તે પણ ખાળના પાણી જેવું ગણાય. તેમ નઠારા. (૪) કોઇ માણસ કલાલની દુકાનમાં જઈને ચોખ્ખું દુધ પીએ, તો પણ તેણે દારૂ પીધો છે એમ મનાઈને એ વાત બધે ફેલાય; ને જુગારી માણસ પાસે ઊંચી જાતનો દાગીનો હોય તો

તે હલકી જાતનો ગણાય, (હલકી સોબતથી.) તેમ—(૫) કાળીઆ બળદની પાસે કોઈ ધોળીઓ બળદ રહેતો હોય, તો તેનો રંગ બદલાય નહીં પણ તેના જેવાં લક્ષણ તો શીખેજ; તેમ પક્ષીના ટોળામાં કોઇ રહે, તો તે વખતે ઉડતાં ન શીખે, પણ કૂદકા મારતાં તો શીખેજ. મતલબ કે નઠારી સોબતથી થોડી ઘણી અસર તો થાયજ.) (૬) નરજાતિ નામ જે ચોખા, તેનો નારી જાતિ નામ દાળ સાથે મેળાપ થવાથી તેનું (ચોખાનું) નરજાતિ નામ ફેરવાઈને નારીજાતિ નામ ખીચડી કહેવાય છે (આ એક વધારે પડતી ઉપમા છે. જેને અતિશયોક્તિ કહે છે.); તેમ આંધળાની ટોળીમાં એક દેખતો માણસ હોય તો તે પણ આંધળા જેવો ગણાય. (૭) જેમ બારશેર દૂધમાં જરા ઝેર ભળવાથી તુર્ત તેમાં ફેરફાર થઇને તે ખાનારનો જીવ જાય છે. તેમ કોઇ સારા માણસોની ટોળીમાં એક હલકી જાતનો (નઠારા લક્ષણવાળો) માણસ ભળે તો આનંદમાં ભંગાણ પાડે છે. [૮] હજાર પ્રકારનાં સારાં વચન હોય તેમાં એક નઠારૂં વચન શોભે નહીં, ને ઝીણામાં ઝીણું કણું પણ આંખમાં ઘણી ઈજા કરે, તેમ આખી [સીધી] દોરડી હોય તેમાં એક ગાંઠ હોય તો ગમે નહીં, [મતલબ કે ઘણા સારા માણસમાં એક નઠારો હોય તો હેરાન કરે અથવા આપણામાં જરા કુસંગતિ હોય તો પણ નડે]. [૯] માટે કુસંગી માણસની સોબત છોડી દ્યો, ને હમેશાં સારી સોબત કરો, તથા આ બધી દલપતરામ કવિની શીખામણ મનમાં પ્રીતિ લાવીને માનો.

---

## પાઠ ૧૦૨ સાહસ ન કરવા વિષે ભાગ ૧

સાહસ=વગરવિચાર્યું કામ.
ઘોઘાપાટણ=એ ઘોઘાની પાસેના એક ગામનું નામછે. અસલ એવાં૮૪ પટ્ટણ હિંદમાં હતાં.
ગંભિર=મોટું, વિશાળ, ભવ્ય.
અરણવ=સમુદ્ર.
રાજતેજ=રાજનું તેજ.
મનોહર=મન હરીલે એવી, મોહ ઉપજાવે તેવી.
કરમ=નસીબ, ભાગ્ય.
રેખા=લીટી, નિશાની.
રતિ=અસર, તેજ.
તન=દીકરો.
પ્રતાપ=તેજસ્વી, તેજ.
આપોઆપ=એકનોએક.
આળવતણો=અટકચાળો, તોફાની.
લક્ષણ=ટેવ, ગુણ.
લાખકરોડ=ત્રાગુજ.
ગલોલ=ગોફણ. ગલોલો=ગોળો.
સૈયરસાથમાં=બેનપણીઓનાટોળામાં
મદોન્મત્ત=અહંકારમાં છકી ગયેલી.
મદ=અહંકાર, જુવાનીનું જોર
અંકોર=ફણગો, શરૂઆત.
ચંપકવરણું=ચંપાના જેવા રંગનું, સોનેરી રંગનું.
ચીર=વસ્ત્ર, સાડી.
વકારી=ઉશ્કેરી, ચઢાવી.
ભારી=ભારેપડતા, મોટા,
ભામિની=સ્ત્રી.
પીપળપાન=પીપળાનું પાન.
ભણી=બોલી. સાથી=સોબતી, મિત્ર,
જુક્તે=પેરવીથી, યુક્તિથી.
ઝેર=ગુસ્સો, ક્રોધ, રીસ.
કૉલ=વચન, કબૂલાત.
પ્રીછીને=જાણીને.
પેર=રીત, હકીકત.
તેવેર=તેઘડી, વિદેશ=બીજે દેશ, પ્રદેશ.
દેશવટો=દેશપારજવું, હદપારજવુંતે.
સોડ્યા=તૈયારથયા, ચાલ્યા.
અઘોર=ભયંકર, બીહામણું.
નવાણ=પાણીની જગા.
વણપાણી=પાણી વગર. કૂપ=કૂવો

[૧] ઘોઘાપાટણ નામે એક મોટું ગામ હતું, તેની પાસે પવિત્ર પાણી ભરેલો સમુદ્ર હતો. તેમાં ભૂપતસિંહ નામે એક મોટો રાજા રાજ્ય કરતો હતો. તેનામાં રાજ તેજ ઘણું શોભતું હ-તું. (૨) તેનામાં મનને હરે તેવી ચોખ્ખી બુદ્ધિ હતી, ને તેના ન-શીબની લીટીની અસર સારી હતી. [મતલબ કે તે ભાગ્યશાળી હતો] તેને એક લાડકો દીકરો હતો, ને રાજાનાં મનમાં તે તમામ પૈસા રૂપ હતો. (મતલબ કે ઘણો વહાલો હતો.) (૩) તેનું તેજ પ્રાણ કરતાં પણ ઘણું વહાલું હતું. કેમકે તે એકનો એક મોંઘો હતો. તે અ-ડપલાં કરવામાં ઘણો ઘેલો હતો, પણ તેનામાં બીજા ઘણા સારા ગુણ હતા. [૬] જોબનરૂપ=તે છોડીમાં જુવાની અને રૂપનું જોર ઘણું હતું, અ-ને તેનામાં અહંકારનો ફુગ્ગો પૂરેપૂરો ફુલેલો હતો. (૧૦) તેનો સો-બતી કહે છે કે તારૂં ડહાપણ ક્યાં જતું રહ્યું? અને તું મારૂં કહેવું માનતો નથી. (૨૪) પ્રધાનપુત્ર કહે છે કે હે રાજા થોડીવાર ધિર-જ રાખો હું ઘડીવારમાં પાણી લઇને આવું છું. એમ કહીને તે [પાણીની તપાસ કરવા] ઝાડ ઉપર ચડયો. ત્યાં વેગળે એક કૂવો તેની નજરે પડયો.

---

## પાઠ ૧૦૩ ભાગ ૨

નેટ=છેવટે, છેલ્લીવારે

ઝંખે=બોલબોલ કરે. સંભાર્યાકરે.

પંખ=પાંખ.

ઝાડીઓ=ઝપાટો માર્યો, ચોટ મારી.

કરમાંથી=હાથમાંથી.

શુક=પોપટ.

શિષ=ડોકું, માથું.

વીર=ભાઇબંધ, સ્નેહી.

કતુક=કરેલું કામ, બનેલી હકીકત.

શ્યામશરીર=વરસાદ દેવ, ઇશ્વર.

ચોટ=ઝાંઝ, રીસ.
લક્ષવસા=જરૂરકરીને, ઘણું કરીને.
પ્રતિઉત્તર=જવાબ, સામો જવાબ.
કારમી=નવાઇ જેવી, અદ્ભૂત.
અંત્રિક્ષ=અધર, ઊંચે.
વદી=કહી.
અદકો=વધારે.
સંશય=વહેમ, શક.
વડલે=વડના ઝાડ ઉપર.
ધરણી=પૃથ્વી.
સહેજે=થોડુંક, લગાર.
શીગત=શીવસે, શાહાલ.
પ્રતાપ=આશ્રય, આધાર, ગુણ, આભાર.
દૃષ્ટાંત=દાખલો. બનાવ.
ભ્રાંત=વહેમ, શક.
ફાંસુ=ફોકટ, નકામું.
પાળી=છરી, ચપ્પુ.
પાખે=વિના.
પ્રીછવીઓ=સમજાવ્યો.
શીદ=શામાટે.
સતવાદી=સાચું બોલનાર
વિમાસણ=પસતાવો, પાછળથી શોક.

[૧] રાજકુંવર પાણી પાણી સંભાર્યા કરે છે એવામાં ઊંચેથા [વડના ઝાડમાંથી] પાણીની ધાર છુટી, એ જોઈને તે કહેવા લાગ્યો કે હે મહારાજાધિરાજ પરમેશ્વર તને ધન્ય છે!! તારા વગર આવું કામ કોણ કરે? (૫) પછી મેં અમૃતરૂપી કોળીઓ [પાણી] પીવા માટે તૈયાર કર્યો, એટલે તે પણ પોપટે ઢોળી નાંખ્યો. બીજા અર્થ ખુલ્લા છે.

---

## પાઠ ૧૨૭ મરણનો ભય.

તનરંગ=શરીરનો રંગ.
પતંગ=એક જાતનું લાકડુ, એનો, રંગ ઝટ ઉડીજાયછે.
સરીખો=સરખો, જેવો.
અસંખ્ય=ઘણા, અપાર.
સંપત્તિ=દોલત. પૈસો, માલમિલકત.

નજરે આગે=નજર આગળ, દેખતાં.
ફૂલેલ=ફૂલનો પાસ દીધેલું તેલ.
જોબન=જુવાની.
મસ્તાનો=તોફાની, બેભાન, છકી ગયેલો.
મગરૂરી=અહંકાર.
મરોડે=મરડે, વાંકું કરે.
જેમતેમ=ફાવેતેમ, મરજી પ્રમાણે.
રાગી=મોજીલો, વૈભવી.
બારે=બારણે.
બ્રહ્માનંદ=કવિતા કરનાર, સ્વામીનારાયણના સાધુ.

(૧) આ શરીરનો રંગ પતંગના જેવો છે (મતલબ કે શરીર નાશવંત છે), તેને નાશ પામતા વાર લાગતી નથી, પૈસો અને માલ મિલકત મૂકીને [હે જીવ] તારી નજર આગળ ઘણા માણસો ચાલ્યા ગયા છે. (મરણ પામ્યા છે.) તેનો વિચાર કર. (૩) જેમ ઊંદર દારૂ પીને મસ્ત બની ડોલે છે તથા અહંકારમાં શરીર વાંકું ફેરવીને ફાવે તેમ બકે છે તેમ તું કરે છે. (૪) તું તારા મનમાં જાણે છે કે મારા જેવો રસવાળો ને વૈભવી બીજો કોઈ નથી, પણ બારણે કાળરૂપી બિલાડી વાટ જોઇ રહી છે તેને લેતાં વાર લાગશે નહીં. [આમાં કાળને બિલાડીની અને માણસને ઉંદરની ઉપમા આપીછે).

---

## પરમેશ્વરપર પ્રીતિ કરવા વિષે.

દૃઢ=મજબૂત, પાકી.
અંતકાળે=આખરવેળા, મરણ સમયે.
સંસ્કાર=પૂર્વજન્મનું કરેલું કૃત્ય.
સંબંધી=સગાં વહાલાં વગેરે.
માયાની જાળ=માયાનું બંધન, માયાનો ભૂલાવો.
તલભાર=તલ જેટલું, જરાપણ.
સાચા સંત=ખરા સાધુ, સત્પુરૂષ.
ત્રિવિધિ=ત્રણ જાતનાં.
તાપ=દુઃખ. (૧) આધી=મનનું. (૨) બ્યાધી=શરીરનું, અને.

કરૂપાધી=કુદરતીદુઃખ ઓચિંતુંપડેલું.
અતિ મોટા પુરૂપ=સાચા ગુરૂ, ખરા સંત, ઇશ્વર.
આશરે=આધારથી, મદદથી.
સુખકારી=સુખ આપનાર.
સુખધામ=સુખનું ઠેકાણું.
દેવાનંદ=સ્વામીનારાયણના સાધુ, કવિતા કરનાર.
દેવાનંદનો વહાલો=પરમેશ્વર.
મનવાંછિત=મનમાં ધારેલું.
પૂરણ=પૂરનાર, પૂરૂંકરનાર.
કામ=ઇચ્છા.

(૧) પુર્વ જન્મમાં કરેલાં કામના સંબંધથી બધાં એકઠાં મળેલાં છે. (એટલે દેવું હોય તે લેવાને અને લેણું દેવાને),અને એ બધું જુઠું મોહનું, બંધન છે. (૬) એવું જાણીને હમેશાં સુખનું ઠેકાણું આપનાર અને સુખ કરનાર જે પરમેશ્વર તેમને ભજ. (૭) અને મનની ધારેલી ઇચ્છા પુરી કરનાર જે દેવાનંદનો વહાલો છે (ઇશ્વર) તે તારાં બધાં દુઃખ કાપી નાંખશે.

---

## પાઠ ૧૨૩ મનને ઉપદેશ.

મનભમરા=મનરૂપિ ભમરો—ભમરાની પેઠે મન પણ ચોતરફ ભમતું ફરેછે માટે મનને ભમરાની ઉપમા આપીછે.
શુદ્ધ=સાચી, સારી.
કુંભ=ઘડો.
ભાવરી=દોહળી, ઝટ નાશપામે તેવી.
જતન=રક્ષણ, સાચવણી.
વણસતાં=બગડતાં, નાશ પામતાં.
છોરૂ છાવરૂ=છોકરાં છૈયાં વગેરે.
ખંડેર=ઊજડ જગા, પડીગયેલું મકાન.
ઉલટી નદી=પૂર આવેલી નદી.
કબીર=ભક્તનું નામ, કવિતા કરનાર.
જુહારીને=સલામકરીને, નમીને.
લેખું=હિસાબ, (પાપ પુન્યનો).
સાહેબ=ધણી, પરમેશ્વર.
સતકર્મ=સારાંકામ.
વહોરજો=ખરીદ કરજો, લેજો.

(૧) હે મનરૂપી ભમરા તું રાત દહાડો ક્યાં ભૂલો પડીને ફરે છે. જીવ, માયાના બંધનમાં પડીને સાચી વાત સમજ્યો નહીં. (૨) તારી કાયા કાચા ઘડા જેવી દોહળી છે, પણ તે એક રત્ન જેવી કીમતી છે (કેમકે એનાવડે ધર્મ, અર્થ વગેરે મેળવાયછે.) માટે તેને રક્ષણ કરીને રાખો. કેમકે તેને નાશ પામતાં વાર લાગતી નથી. (૫) જીવને આશા તો ડુંગર જેવડી મોટી મોટી છે, પણ મોત પગ પાસે તૈયાર ઉભું છે (માટે તે પાર પડાતી નથી). મોટા મોટા લાખો રૂ. ની મુડીવાળા શેઠીઆ નાશ પામ્યા છે. (૬) પૂર આવેલી નદી ઊતરીને સામેપાર જવું છે (મતલબ કે અઘરો સંસાર તરવાનો છે.) ને આગળ પાણી મળવાનું નથી (પુન્યરૂપી પાણી) માટે જે જે વસ્તુ જોઇએ તે સાથે રાખજે. (૭) સારાં કામરૂપી સારી વસ્તુ ખરીદજે, અને પરમેશ્વરની ભક્તિ પણ સાથે રાખજે. કબીર ભક્ત કહેછે કે પરમેશ્વરને સલામ કરીને ચાલી નીકળ્યાછિયે, પછી પાપ પુન્યનો હિસાબ ધણીના હાથમાં છે.

## ઉપદેશવિષે.

રંગ=મઝા, દુનિઆનું સુખ.
ભોગ=મોજ મઝા, વૈભવ.
અંતે=મરણ સમે, આખરે.
વાસના=ઇચ્છા, પ્રીતિ.
આડિઆવે=સાંભરે, વચ્ચેઆવે.
ભવ=સંસાર.
ભમોછો=ફરોછો, રખડોછો.
કૂપદ=અહંકાર, ગર્વ.
લમોછો=લાવોછો, રાખોછો.
લુણ=મીઠું.
ધમોછો=મેળવોછો, નાંખોછો.
દમોછો=પીડોછો, દુખદોછો.
શમોછો=ડૂબી જાઓછો સમાઈ જાઓછો.
સરજનહાર=બનાવનાર ઇશ્વર.
સ્મરણ=ભક્તિ, સેવા.

નીચ=હલકા ગુરૂ, મેલડી, ભૂતા વગેરે.

મુડી=મંડોળ, પુંજી, આઠેકાણે જ્ઞાન.

ગમોછો=ગુમાવોછો, ખુઓછો.

કેવળ=કેવળપુરી બાવો, કવિતાકરનાર

(૧) રોગથી ભરપૂર એવા જે વૈભવ છે, તે તમે યુક્તિથી ભોગવો છો, પણ જો અંતકાળે તેની પ્રતિ વચમાં આવે છે તો તમે સંસારમાં ફરીને ભટકો છો. (મતલબ કે મરતી વેળા જે વસ્તુનો વધારે અભ્યાસ હોય તે સાંભરી આવે છે. **મરણે યા મતિ: સા-ગતિ:** માટે જો સંસારસુખ સાંભરી આવે તો ફરી અવતરવું પડે ને ઈશ્વર ભક્તિમાં મન રોકાય તો જન્મમરણનો ફેરો ટળે ) (૨) આ દુનિઆંના માયારૂપી અંધારામાં પડીને નકામો અહંકાર લાવો છો; અને મીઠાને સાટે સોનું મળે છે તેને તમે ધુળમાં નાંખી દો છો. (સોનું=ઇશ્વરભક્તિ. લુણ=સંસાર. મતલબ કે ઇશ્વરભક્તિરૂપી સોનું મેળવતાં કંઈ ખર્ચ થતું નથી તોપણ તમે તે મેળવી શકતા નથી.) (૩ ઇશ્વરને ઓળખ્યા વિના(પૂરૂં ધર્મ સંબંધી જ્ઞાન મેળવ્યા વિના)ફોકટ આ શરીરને શા માટે દુ:ખ દોછો; કેમકે એમ કરવાથી મરણની બીક મટવાની નથી, તો દિલગીરીમાં શું કરવા ડુબી મરો છો ? (મતલબ કે દેહ દમનથી મોક્ષ નથી પણ જ્ઞાનથી છે) (૪) એક જગત્કર્ત્તાની ભક્તિ તજી દઈને, નીચ માણસોને નમવાથી (મતલબ કે હલકી જાતના ગુરૂને માનવાથી); કેવળપુરી બાવો કહે છે કે કંઇપણ સમજ્યા વગર તમે ગાંઠની પુંજી પણ ખોઇ બેસો છો. (મતલબ કે હલકી જાતના ધર્મમાં પડીને તમારામાં જે થોડું ઘણું પુન્ય હોય તે પણ તમે ખોઇ દોછો.

---

## પાઠ ૧૩૩ મનરંજન કવિતા.

### ૧ ગુપ્તોત્તર છપ્પો.

મનરંજન=મન ખુશ કરે તેવું.
ગુપ્તોત્તર(સં)=(ગુપ્ત=છાનો ઉત્તર=જવાબ) જેમાં છાનો જવાબ રહેલો હોય તે.
નાથ=ધણી, ઉપરી.
સાર=સારો ભાગ, તત્વ, છેવટ.
પોથી=પુસ્તક, ચોપડી.
રોટલી=માટીની બેઠક, આસન.
જમ=યમરાજા, નર્કના ઉપરી.

આ છપ્પામાં ૪ સવાલ પૂછેલા છે. ને છેવટે તેના જવાબ આપેલા છે. (૧) નર્કનો ઉપરી કોણ ? (ઉત્તર જમ) (૨) દહીંમાંથી તત્વ શું નીકળે (ઘી). (૩) બાળકના પુસ્તકનું નામ શું ? (ચોપડી). (૪) રસોઈ કરનારી હમેશાં ઘરમાં ધ્રઉંનું શું ખાવાનું કરે ? (રોટલી). (૫) જો એના અર્થ સમજી જાય તો તને બેસવાનું સારૂં આસન આપું (માન આપું.) પણ જો સમજી ન શકે તો કહું છું કે ઘી ચોપડેલી રોટલી ખા—અથવા જમ, ઘી, ચોપડી, અને રોટલી. એ ચાર જવાબ છે.

### અંતર બહાર લાપિકા છપ્પો.

લાપિકા=ચતુરાઇ, યુકિત.
આંતરલાપિકા=જે કવિતા વાંચતાં તેના અર્થમાંથી કંઈ ખૂબી નીકળે તે.
બહાર લાપિકા=જે કવિતાનાં ચરણમાંથી ખુલ્લી ચતુરાઇ જણાઈ આવે તે.—
શ્રીફળ=નાળિયેર.
દગો=કપટ.
હારે=હારીજાય, છોડે.

પદવી=હોદ્દો, અધિકાર,
પરમદુઃખ=મોટું દુઃખ.
દાટી=દબાવી, છોડીદઇ.
આદ્ય=પહેલું, પ્રથમનું.
અંત=છેલ્લું.
અવિચળ=ખસે નહીં તેવું, ફરે નહીં તેવું.
વાચા=વાણી.
રહેમ નજર=કૃપાની નજર, મહેરબાની.
દનદન=રોજ રોજ.
આદિવરણ=ચરણના પહેલા અક્ષર.
મધ્યવરણ=ચરણના મધ્ય અક્ષર, વચલા અક્ષર.
કવિજન=કવિ, કવિતાકરનાર.
ગામેતી=ગામનો ધણી, મુખી.
શાશ્વતુ=હમેશાં ટકીરહેતે, વર્ષાશન, આતમ, પરમેશ્વર.

આ છપ્પામાં અંતર ને બહાર લાપિકા છે. ચરણના પહેલા અક્ષરો લેતાં "શ્રી અમદાવાદ" એવું નામ નીકળે છે; અને વચલા અક્ષર લેતાં "દલપતરામ" કવિનું નામ નીકળે છે. આ છપ્પામાં જે સવાલ પૂછેલા છે, તેના જે પાંચ અર્થ છે. (કોપરૂં, ધરમ, ગામેતી, શાશ્વતુ, મરણ.) તે દરેકનો પહેલો ને છેલ્લો અક્ષર દાબી વચલા અક્ષર વાંચતાં "પરમેશ્વર" એવું નામ નીકળે છે.—(૨) અર્થનો પહેલો ને છેલ્લો અક્ષર દાબતાં વચલા અક્ષરોથી જે નામ નીકળે છે (પરમેશ્વરનું) તે, ફરે નહીં એવી વાણીવાળો દેવ છે, તેની કૃપાદૃષ્ટિ, છપ્પાના પહેલા અક્ષરવાળા ગામપર (અમદાવાદ ઉપર) રહો, એમ છપ્પાના વચા અક્ષર વાળા કવિ (દલપતરામ) કહે છે (મતલબ કે અમદાવાદ ઉપર પરમેશ્વરની મહેરબાની રહો એમ દલપતરામ કવિ કહે છે).

## દુર્મિલો છંદ.

નર=માણસ.
સેજમાં=સહેજ વાતમાં, લગાર.

સુબુદ્ધિ=સારી બુદ્ધિ.
વાવરશે=ખરચશે, કામે લગાડશે.
વરસે વરસાદ=વરસાદ વરસશે તોપણ
તરશે=પાણીવગર, તરસથી.
તરશે=તરીજશે, ઉગરશે.
નાવ=વહાણ.
સરસે=પાસે, નજીક.
સરશે નહીં કામ=કામ પાર પડશે નહીં
પ્રભુ=મોટા પુરૂષ, મહાત્મા, ઇશ્વર.
પરશે=મેળાપ થશે, મળશે.
પરશેરી=પારકી શેરી, પારકું ફળીયુ.
સાંચરશે=જશે.
ખડ ચરશે=ઘાસ ખાશે, કાલાવાલા કરશે.
અર્થ=ઇચ્છા, કામ.
સુધરશે=પારપડશે, સારો થશે.
નેન=આંખ.
દીનનરસે=નઠારાદિવસે, માઠીવેળાએ.

સહેજ કામમાં પણ કોઇ માણસ બુદ્ધિ વાવરશે નહીં તો તેને કેવી હરકત વેઠવી પડશે તે આમાં બતાવેલું છે. દરેક ચરણમાં સહેજ બુદ્ધિનો અધ્યાહાર સમજવાનો છે.—(૧) જો કોઈ માણસ સહેજ કામમાં પણ બુદ્ધિ વાપરશે નહીં, તો તે વરસાદ વરસતાં છતાં પણ તરસથી હેરાન થશે. તેમ જે માણસ સહેજ બુદ્ધિ નહીં વાવરે તો તેની નજીક વહાણ આવશે તોપણ તે તરી શકશે નહીં તથા કોઇ મહાત્મા પુરૂષનો તેને મેળાપ થશે તોપણ તેનું કામ પાર પડશે નહીં. તે પારકી શેરીએ ઘેર ઘેર ભટકશે અને ઘણા કાલાવાલા કરશે તો પણ તેનું કામ થશે નહીં. આ શિખામણ જો તે નહીં માને તો તેને પાછળથી યાદ આવશે ( પસ્તાવો થશે. ); અને માઠી વેળાએ તે આંખમાં પાણી ભરશે (રડશે).

## પાઠ ૧૩૮–દરદીને ઓસડ આપવા વિષે.

આસુખી=રોગી, દરદી.

જીવન=જીવતર, જીવ.

પ્રભુપ્રેમ=પરમેશ્વરની પ્રીતિ.

થોક=ટોળાં, સમૂહ, જથો.

પાળો=પાલન કરો, રક્ષણ કરો, ઉગારો.

દવાદાન=ઓસડ રૂપી દાન.

દર્દી=રોગી.

દર્દ=દુઃખ, રોગ.

ટાળો=મટાડો.

દીન=ગરીબ.

દુખાળો=રોગી, દુઃખવાળો.

જીવ જોડીને=ધ્યાન દઇને, મન લગાડીને.

ભાસશે=દેખાશે, જણાશે.

ભારે=મોટું, શ્રેષ્ઠ.

દયાળો=દયાળુ સ્વભાવ.

સજો=બનાવો.

વૈદશાળા=દવાખાનું, વૈદુ કરવાની અગર વૈદું શીખવાની જગા.

ભણ્યા ગણ્યા=અનુભવી; હોશિઆર.

દગાળો=કપટી, બરાબર ઓસડ ન દે એવો.

વડી=મોટી.

અનંતા=ઘણાજ, અસંખ્ય.

આશિષ=કલ્યાણ વચન, સારી દુવા, આશિરવાદ.

ઉછાળો=વાપરો.

હઠાળો=હઠવાળો, જલદી ન મટે તેવો.

અખે (સં–અાંઆક્ષય)=અમર, ખસે નહીં તેવી, અવિચળ.

રીઝ=કૃપા, મહેરબાની, પ્રીતિ.

ભૂમધ્ય=પૃથ્વીમાં.

ભાળો=દેખો, જુઓ.

કશા=કંઇપણ, હલકા.

અભેદાન=ભય વગરનુ દાન, કોઈ જાતની ફિકર ન રહે તેવું.

નિરોગી=સુખી, રોગ વગરના.

નિહાળો=જુઓ, દેખો.

અંતરે=મનમાં.

ખૂબ જાણો=ઘણું સમજો, વિચાર કરો.

રૂડી=સારી.

રચો=બનાવો, તૈયાર કરાવો.

ઠામઠામે=ઠેકાણે ઠેકાણે, ગામેગામ.

દોહરો—જેમ કોઈ માણુસ જીવતદાન આપે છે તેમ તમે રોગીને ઓસડ આપો, એથી તમે પરમેશ્વરની પૂરી મહેરબાની મેળવશો—(૧) પરમેશ્વરનો પૂરો પ્યાર મેળવવાને તમે આ વખતમાં જરા પણ ઉદ્યોગ અધુરો રાખશો નહીં. (આળસુ કે બેદરકાર બનશો નહીં). દુઃખ પામતા લોકોના સમૂહને બચાવો, અને ઓસડરૂપી દાન દઈને રોગી માણુસોના રોગ મટાડો. (૩) જ્યારે તમે બરાબર મન લગાડીને જોશો તો માલુમ પડશે કે, રોગીને સુખી કરવા, એમાંજ સૌથી મોટું પુન્ય છે; માટે હે સારા માણુસો તમે દયાળુ સ્વભાવ રાખીને ઓસડરૂપી દાન. ઈ. (૫) કોઈ માણુસ મોટું દવાખાનું બનાવે અથવા હોશિઆર દાક્તરો તૈયાર કરાવે, તો તેથી અસંખ્ય માણુસોનો આશિરવાદ તેને મળશે. હે ભાઈઓ તમારો પૈસો એ રસ્તેજ વાપરો. (૮) કોઈપણ રોગને મટાડવાનો જેણે પ્રયત્ન કર્યો, તો તે અભયદાન દીધા બરાબર છે. (મતલબ કે ઘણું પુન્ય છે), એથી દુઃખી માણુસો પોતાનું દુઃખ તજી દઈને નિરોગી બને છે, માટે દવારૂપીદાન.—(૯) આ કવિતા શીખીને અથવા સાંભળીને તમે મનમાં વિચાર કરો, અને હે સદ્‌ગૃહસ્થો તમે આ વાત મનમાં લાવી ગામે ગામ દવાખાનાં બનાવો, એવું દલપતરામ કવિ માગે છે.

## દગા વિષે.

ફેરવી=બદલીને.

ફસાવી=છેતરીને.

અંતર=મનમાં.

ફોકટ ફૂલે=નકામો ફૂલાય છે.

છેક=છેલ્લી વારે.

ખુલે=ખુલ્લી થાય, ઉઘાડી પડે.

ભમાવી=છેતરી.

કાગળ હાંડલી=કાગળનું વાસણ.

(૧) કોઇ વસ્તુનો આકાર બદલીને, (અથવા વાત ફેરવીને) સામા માણુસને કપટથી છેતરીને હે માણુસ તું મનમાં નકામો ફુલાય છે. કેમકે જે છાની વાત છે તે હમેશાં છાની રહેતી નથી ને ખરી વાત હોય તે આખરે જણાઇ આવે છે. ભલે આપણે કોઇને ભોળપણથી એકવાર છેતરીશું, પણ તે ભોળપણથી ફરી ભૂલશે નહીં—જેમકે કાગળની હાંડી કોઇ બનાવે તો તે એકજવાર ચુલા ઉપર મૂકાય છે તેમ. (આ લીટી પહેલી બોલવાથી વાકય બરાબર શોભશે.)



## પાઠ ૧૫૧ કવિ શામળભટની ઉત્પત્તિ.

ગુર્જરદેશ=ગુજરાત પ્રાંત, એમાં અસલ ભરવાડ જેવા ગુર્જર લોકો રહેતા.

મરૂઓ=મોટો, પ્રખ્યાત.

વેગણપુર=અમદાવાદ પાસે એક પરૂં હતું, હાલનું ગોમતીપુર.

શ્રીગોડમાળવી=બ્રાહ્મણની એક નાત, માળવેથી આવેલા શ્રીગોડ.

વપ્ર=બ્રાહ્મણ.

સુંઝ=ખેડા જીલ્લાના મહેમદાવાદ તાલુકાનું એક ગામ છે. (હાલ)

શિરોમણિ=માથાનો મુગટ, ઉત્તમ.

વૃષનાથ=મહાદેવ, જગતના ધણી.

વિરેશ્વર=મહાદેવનું નામ, સુંઝ ગામમાં હાલ છે.

નવખંડ=પૃથ્વીના નવે ભાગમાં.

લેઉઆ=ઊંચીજાતના કણબી. એથી ઉતરતા તે કૈડવા કણબી.

લાયક=યોગ્ય, આબરૂદાર

વાસણકેરો વંશ=વાસણદાસ પટેલના વંશના.

રખિયલ=પટેલનું નામ, રખીદાસ.

રાજવી=રાજાના જેવો.

અંશ=દેવના જેવો, પ્રતાપી પુરૂષ.

દસોંદી=દસમો હીસ્સો લેનાર (ઉપજ

માંથી).
ભાટ ગમાનજી=ગમાનસિંહ બારોટ.
સંખ્યા=માપ, હદ.
કૃષ્ણકથા=શ્રી કૃષ્ણનાં કીર્તન.
હરિભક્ત=કથા વાંચે તે.
હરિજન=કથા કીર્તન સાંભળે તે.
ગુણગાય=ગુણનું વર્ણન કરે, વખાણ કરે
પસાયતે=અર્પણ કરી, દાનમાં આપી.
ભિક્ષુક=માગણ જાત. ભીખમાગનાર.
પુણ્યવંત=પુણ્યશાળી, સદ્‌ગુણી.
પરિવાર=કુટુંબ.
ભડ=બહાદુર.
ભવિક=ભાવરાખનારા, પ્રીતિરાખનારા
ભત્રિજ=ભત્રિજા-(રખીદાસના).
સુખસાગર=સુખનો સમુદ્ર.
ભૂપતસમ=રાજા સરખો.
ન્યાવટ=ન્યાયવાળા, પ્રમાણિક.
શાવટ=શાહુકાર, વહેવારવાળા.
નેટ=નક્કી.
મંગણ=માગણ.
મોજે=બક્ષીસો, ઇનામ.
દૈયણો=દેનાર.
કવિયાં પૂરણ કોડ=કવિના મનની ઇચ્છા
પૂરી પાડનાર.
પારખું=પરીક્ષક, બુજ કરનાર.
હોડ=સરત.
ગુણીજન=ગુણવાન, વિદ્વાન.
સુજાણ=સારી રીતે જાણનાર.
શ્રવણે=કાને.

(૧) મોટા ગુજરાત દેશમાં વેંગણપુર કરીને એક ગામ હતું; તેમાં સારા ગાળવી શ્રીગોડ બ્રાહ્મણ કવિ શામળદાસનો મુકામ હતો. (૨) માતર પ્રગણાનું સુંઝ નામે પ્રખ્યાત ગામ, જેમાં આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત એવા શ્રી વીરેશ્વર મહાદેવની જગ્યા છે, ત્યાં આબરૂદાર લેઉઆ પાટીદાર વાસણદાસ પટેલના વંશમાં, રખીદાસ નામે રાજાના જેવો એક પ્રતાપી પુરૂષ પેદા થયો. (૬) જે ગામમાં રખીદાસ રક્ષા કરતો હતો તે ગામના લોકોને આ દુનિઆમાં કોઇ જાતનું દુઃખ નહોતું. તેણે ભિક્ષુકોને જમીન બક્ષીસ આપીને

તેમની દરિદ્રતા મટાડી. (૭) તેનું કુટુંબ પુણ્યશાળી હતું, ને ભત્રિ- જા બહાદુર તથા પ્રીતિવાળા હતા; તેઓ સુખના દરિઆ માફક શોભના હતા ને તેમણે ઘણાં પુણ્યનાં બી વાવ્યાં. (પુણ્યનાં કામ ક- ર્યાં) (૮) રખીદાસના પાંચે દીકરા પરાક્રમમાં ( બહાદુરીમાં ) એક એકથી ચડિયાતા હતા તથા તેમના ભત્રિજા રાજાના જેવા શોભતા હતા અને તેઓ ધનસાફમાં, વહેવારમાં અને પ્રમાણિકપણામાં પૂરા હતા. (૯) વિદ્વાનોની પરીક્ષા કરે એવો (ખુબ જાણનાર), કવિ લોકોના મનની ઇચ્છા પૂરી પાડનાર, માગણ લોકોને બક્ષીસો આપ- નાર, અને સરત જીતવામાં તે બહાદુર હતો,(રખીદાસ), (૧૦) શા- અની સારી સારી વાત જાણનાર કોઈ ગુણવાન માણસો મામમાં આવતા, તો તે રખીદાસના ગુણ જાણીને ઘણો આશીર્વાદ આપી કલ્યાણ થવાનું કહેતા. (૧૧) તેણે પોતાને કાને ઘણાં શાસ્ત્ર સાંભળ્યાં હતાં, તથા તેમને શિવભક્તિ ઉપર ઘણો ભાવ હતો. તેમણે બધાં માણસોને મોઢેથી શામળ કવિની કીર્ત્તિ સારી રીતે સાંભળી. [સં- વત ૧૭૮૧માં શામળકવિ સુંઝમાં આવ્યા].

## શામળકવિના ગ્રંથો.

સિંહાસન બત્રીસી=બત્રીસ પૂતળીઓ- ની વારતા—વિક્રમના પરાક્રમની ૩૨ પૂતળીઓએ ભોજરાજા આ- ગળ જે વાતો કહી હતી તે.

તર્તિબજ=તાજી, જાણીતી.

શિવપુરાણ=શિવના ગુણવર્ણનનું પુ- સ્તક.

સમર્થ=શક્તિમાન, વિદ્વત્તાવાળું;

રીઝથી=ખુશીથી.

રેવાખંડ=નર્મદા નદીના મહાત્મ્યનું પુસ્તક.

દંડ=શિક્ષા.

જમદૂત=જમરાજાના નોકર, જમડા.

ઢાળી=મટાડી.

ડાકોરના ઠાકોર=શ્રી રણછોડજી, દ્વારકાંનાથ, ડાકોરમાં તેમનું મોટું ધામ છે.

હદવાળી=વર્ણોરસ વર્ણવી ભારે કામ કર્યું.

વૈતાળપચીસી=મડાપચીસી, મડદાએ વિક્રમરાજાને પચીસવાતો કહેલીતે.

શુકબોતરી=પોપટે કહેલી ૭૨ વાતો. (શેઠાણીને).

ભાવે=હોંશે, પ્રીતિથી.

ધરી=બનાવી.

તરણ=તરખલું.

(૧) બત્રીસ પુતળીઓની વાત તેણે તાજી કરી—શિવ પુરાણ નામે પુસ્તકનો સારી રીતે અર્થ કર્યો—જમની શિક્ષા મટાડે તેવું નર્મદા નદીના મહિમાનુ પુસ્તક બનાવ્યું. (મતલબ કે એ વાંચવાથી જન્મ મરણની બીક મટે). શ્રી રણછોડજીના ગુણ વર્ણવીને રસની હદ વાળી. (ઘણું રસિકં પુસ્તક બનાવ્યું.) (૩) વળી તેણે મડાપચીશી બનાવી, તથા સુડા બહોતરી નામે વાર્તા હોંશથી તૈયાર કરી. શામળ કવિ કહે છે કે પવન જેમ તરખલાને લઇ જાય છે તેમ ઇશ્વરે મારી બુદ્ધિમાં જેવી પ્રેરણા કરી તે પ્રમાણે મેં ઉપરના ગ્રંથો બનાવ્યા છે. (મતલબ કે ઇશ્વર કૃપાથી સર્વ થયું છે. એમાં મારૂં કંઇ નથી)



## પાઠ ૧૫૮ ઉપદેશ.

ધીરાનું પદ=ધીરાભક્તે બનાવેલી કવિતા.

ફૂલ્યો થઇને=અહંકાર ધરીને, ફુલાઈને

ભૂલ્યો=ભૂલો પડ્યો.

ભવકૂપ=સંસારરૂપી કૂવો.

હથે ચઢયે=હાથમાં આવેલો.

મણિ=ઉત્તમ પદાર્થ, (મનુષ્યાવતાર.)

ખોયો=ગુમાવ્યો, ખોઈ નાંખ્યો.

સર્યું=પારપડ્યું, થયુ.

વાટઉઠી=આગળઉઠી, ઘુળપડી.

નર્ક=દુઃખની જગા, નઠારૂં ઠેકાણું.
સંચર્યો=ચાલ્યો, ગયો.
જનની=જન્મ આપનારી, મા.
ભારેમારી=નકામી હેરાનકરી.
આવી અડયો=આવી પહોચ્યો.
સંપત્તિ=દોલત.
નિશ્ચિત=નફીકરાપણે, ચિંતા વગરનો.
મમતા=મારાપણું, હુંપદ, અહંકાર.
પરી=વેગળી.
નીવડયો=બન્યો, થયો.

(૧) હે મૂર્ખ જીવ સંસારરૂપી કૂવામાં પડીને તું ફૂલાયો ફૂલાયો શું ફરે છે. તેં મનુષ્ય દેહરૂપી હાથ આવેલો ઉત્તમ પદાર્થ ગુમાવી દીધો છે. (મતલબ કે તારૂં જીવતર તેં નકામું કાઢયું છે). તું ડાહ્યો થઈને આ જગતમાં ફરે છે તેથી તારૂં કામ શી રીતે પાર પડશે? તેં વિચાર કર્યો નહીં કે મારે પુળવારમાં જતા રહેવાનું છે તો લાજ શી રીતે રહેશે? જ્યારે તું જમડાના હાથમાં સપડાઈશ ત્યારે તારૂં બધું ડહાપણ જણાશે. (તારાં કરેલાં કામની ખબર પડશે.) [૨] તારી વાંકી મૂછો ઉપર ધૂળ પડી ( મતલબ કે તારી જુવાની નકામી ગઇ) કેમકે તું નર્કને રસ્તે ચાલ્યો. (નરકમાં પડયો). તેં તારી જન્મ આપનારીને નકામી ભારે મારી (નવમાસ ગર્ભમાં), અને તેં અવતાર લીધો તે ન લીધા બરોબર છે. ( કેમકે જીવતરનું સાર્થક કંઇ થયું નહીં. ) માટે હવે તું ચેતી જા, કેમકે વખત ભરાઇ ગયો છે. (મરવાનો). (૪) તું મારૂં તારૂં છોડી દઈને (માયા તજીને) હું આ શીખામણ દઉં છું તે સાંભળ; કે પરમેશ્વરનું ભજન કરીને તારૂં જીવતર ફળવાળું કરી લે—ધીરોભક્ત કહે છે કે એમ કરવાથી તું બધા કરતાં સારો થઇશ.

## પાઠ ૧૬૩ ઘડપણ વિષે.

ઘડપણ=ઘરડી ઉમ્મગર, વૃદ્ધાવસ્થા.
જોબન=જુવાની.
ઉમગર=ઘરનો ઊંબરો.
પાદર=ભાગોળ, ગોંદરૂં.
ગોળી=પાણીપીવાનો ગોળો.
ગંગા=ગંગાનદી.
અંગે=શરીરે.
ઉજળા=ધોળા.
કેશ=વાળ.
શીદ=શામાટે.
હળવાં=હલકાં, માન વગરનાં.
ખાટ=ખાટલો.
પ્રાતઃકાળ=સવાર, પ્રભાત.
આકળાય–ગભરાય, મૂઝાય.
જુજવા=જૂદા.
નવનાડો=લોહી ફરવા મુખ્ય નવ નાડીઓ છે તે.
જૂજવી પડી=નરમ પડી, જણાવા લાગી, બહાર નીકળી.
ફટફટકરે=તુચ્છકારે, હલકો ગણે.
દ્વાર=બારણે.
બાર=બહાર, ચેપાડા બહાર.
અંતકાળે=મરણ વેળા.
પાંસળી=છાતીને બરડા વચ્ચેનાં હાડક
વાંસળી=પૈસા ભરવાની લાંબી થેલી
જગવાસ–જગતવાસી, દુનિઆંનાલોક
નરસંઇઓ–નરસિંહ મહેતો ભક્ત–કવિતા બનાવનાર.

(૧) ઘરનો ઉમરો ડુંગર જેવડો ઊંચો થઇ પડયો, ગામની ભાગોળ પરદેશ જેટલી છેટે થઇ પડી, પાણી પીવાની ગોળી તો ગંગા નદી જેટલે દૂર થઈ ગઈ અને શરીરે પળીયાં આવ્યાં. આવી વૃદ્ધાવસ્થા કોણે મોકલી? [૬] શરીરની તમામ નાડીઓ તરી નીકળી અને મરણ આવી પહોચ્યું, તેથી બૈરાં છોકરાં તુચ્છકારે છે ને નાનાં છોકરાં ગાળ દે છે. (૭)મરણને વખતે દીકરા ઘરમાં આવ્યા, (જૂદા રહેતા ત્યાંથી)એટલે કેડે બાંધેલી નાણાંની કોથળી તેમને છોડીને દીધી (૮)એવુંજાણીને હે માણસો તમે પરમેશ્વરનું ભજન કરો(કેમકે કોઈ

ખરૂં સચું નથી.) અને પરોપકાર કર્યો હશે તો સુખ પામશો. એ પ્રમાણે નરસિંહ મહેતો ગુણ ગાય છે.

---

## પાઠ ૧૭૩—પરમેશ્વર વિકટોરીઆ રાણીનું રક્ષણ કરો.

અખિલ=સઘળું, બધું.
બ્રહ્માંડ=પૃથ્વીના ગોળા, જગત, આકાશમાં જેટલા તારા છે તે બધી પૃથ્વીઓ છે.
ઇશ=ધણી, ઇશ્વર.
દિનનીશ=દહાડો ને રાત.
સ્તુતિ=વખાણ, પ્રાર્થના.
રીદ્ધી=દોલત. } બંનેનો ભેગો
સીદ્ધ=મનની ઈચ્છા. } અર્થ દોલત પણ થાય છે.
અખુટ=ખુટે નહીં તેવો.
ભંડાર=ખજાનો.
સકળસંસારમાં=બધી દુનિઆમાં.
સૈન્ય=ટોળું, જથો, લશ્કર.
સદ્ય=તુર્ત.
સંહારી નાંખો=નાશ કરો, મારીનાંખો
પ્રાણદાતાર=જીવ આપનાર.
અમર=મરે નહીં તેવી, અચળ.
ભાગ્યશાળી=સારા નસીબવાળી.
ભલી=સારી.
કુશળ=હોશિઆર.
કુળવતી=કુળવાન.
પ્રેમવાળી=સ્નેહ રાખનારી.
દયાળી=દયા રાખનારી.
શિરતાજ=માથાનો મુગટ.
અચળ=ખસે નહીં તેવું.
ભૂગોળ=પૃથ્વીનો ગોળો, જગત.
આખો=બધો.
અમલ=હુકમ, હકુમત,
દુષ્ટ=નઠારા માણસ, લુચ્ચા.
દંડાય=દુઃખી થાય, શિક્ષા પામે.
પરમપ્રતિપાળ=સારીરીતે રક્ષણકરનાર
ધરમાળ=ધર્મવાળી, ધર્મીષ્ટ, સદ્‌ગુણી
કરમફળ=કરેલાં કામનો બદલો.
ચાખો=ભોગવો, લ્યો.
અવિચળપણે=નક્કીપણે, ખસે નહીં

તેવું, સજ્જડ.
ગાજી=ગર્જના કરી.
ઉછરંગ=ખુશાલી, ઓચ્છવ.
ઝાંખો=દીલગીરી ભરેલો, શોકવાળો.
થોક=જથા, સમૂહ.
નિઃશંક=નક્કી, નિસંશય, શંકાવગર.
મહિમા=મોટાઈ, માન.
દાખો=બોલો, કહો, જણાવો.
દુષ્ટસંકલ્પ=નઠારા વિચાર.
નિષ્ફળ=નકામા, ફળ વગરના.
હઠ=ટેક, મગત. શઠ=લુચ્ચા
હેઠાપડો=નરગપડો, હારો.
દુઃખકારી=દુઃખ કરે તેવો.
ત્રાહિ=રક્ષણ કરો, તારો.
ભાષાભાખો=વાણી બોલો.
તુચ્છનર=હલકા માણસો, નીચ માણસ
રાજ્યતૃષ્ણા=રાજ લેવાની ઈચ્છા.
સાંખો=ખમો, સહન કરો.
દાસ=સેવક, ચાકર
વિશ્વાસ=ભરોસો.
ત્રાસહરશો=બીક મટાડશો.
ધર્મનાબેલી=ધર્મનું રક્ષણ કરનાર, ધર્મના મદદગાર.
જગતપ્રતિપાળ=જગતનો પાળનાર. ઈશ્વર.
ભ્રષ્ટજન=લુચ્ચા માણસ.
જય=જીત, ફતેહ.
રસિક=રસ લાગે તેવો.

આ કવિતા ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે બનાવેલી હતી.— (૧) હે સઘળાં બ્રહ્માંડના ધણી, તું રાત દિવસ આ અમારી વિનતિ ધ્યાનમાં લઇને, તારા ખુટે નહીં તેવા ખજાનામાંથી વિકટોરીઆ રાણીને દોલત તથા મન કામના પૂરી પાડજે; અને આ સંસારમાં તેના દુસ્મનોનો જે જથો છે તેનો નાશ કરી નાંખજે. હે બધાં પ્રાણીને જીવ આપનાર અને જગતના બનાવનાર (ઈશ્વર) વિકટોરીયા રાણીને અમર રાખો. (૨) એ ભલી રાણી નશીબદાર, હોશિઆર, કુળવાન, હેતવાળી અને મનમાં દયા વાળી છે. હે પ્રભુ! તેના દુસ્મનોનું જોર મટાડીને તેના માથાના મુગટનું રક્ષણ

કરો. (ઇંગ્રેજી રાજનું રક્ષણ.) અને હે ઈશ્વર તું આ વખતે તેના તાબાગાં આખી પૃથ્વીનું રાજ્ય સોંપી દે. (૩) બધા રાજાઓથી ઉત્તમ પ્રકારનો જેનો હુકમ છે તે અગારાપર ઘણાં વર્ષસુધી અચળપણે રહો; કે જેથી દુષ્ટ માણસો બરાબર શિક્ષા પામે છે, અને સારા માણસ સુખી થાય છે, ને જગતમાં જેનો ઈનસાફ વખાણાય છે. એ ધર્મીષ્ટ અને સારી રીતે રક્ષણ કરનાર રાણી ઘણાં વર્ષ જીવો; અને ચાડીયા તથા ચોર લોકો પોતાનાં કર્મનું ફળ ભોગવો. (શિક્ષા પામો,)—(૪) રૈયત ઉપર જેને ઘણો સ્નેહ છે, ને જેથી બધી દુનિઆં રાજી થાય છે, એજ રાજ અગારા ઊપર નિશ્ચલપણે રહો, કે જેથી અમે ગર્જનાથી તેના ગુણ ગાઇએ. આવા ખુશાલીના ઉજળા દિવસ હે ઈશ્વર ઘણા આપો, (બળવો શમ્યા પછી શાન્તી થઈ તેવા), ને પાપી માણસોને સઘળા દિવસ શોકવાળા દેખાઓ. (૫) સર્વ લોકનો જથો નક્કીપણે હવે સૂખી થયો છે, ને એથી જેનું કામ આગરૂવાળું કહેવાય છે. એનું મોટાઈ ભરેલું રાજ્ય તથા નામ આ દુનિઆમાં અચળ રહો. રાણી ઘણું જીવો. એવા બોલ બધા લોકો પોતાના મોઢેથી બોલો. (૬) લુચ્ચા માણસોના નઠારા મનસૂબા ફોકટ કરીને એમના પ્રયત્ન પણ ફળ વગરના કરજે. (મતલબ કે તેઓ દરેક જગાએ હાર પામજો.). જેમના વિચાર જગતને દુઃખ ઉપજાવે તેવા છે, એવા લુચ્ચા માણસો પોતાની ટેક છોડી દઇને (રાજ્ય લેવાની ખોટી ટેક) હલકા પડો, તથા એવા પાપી માણસો પરાભવ પામીને હિંમત છોડી દઈ "રક્ષણ કરો, રક્ષણ કરો" એવી વાણી બોલો. (૭) હે ઇશ્વર તમે ઘણી મેહેરબાની કરીને આ વખતે આવું ઉત્તમ રાજ્ય અ-

આધારપર સ્થાપન કર્યું છે. એ વખતે કેટલાક દુષ્ટ માણસોએ રા-
જ્ય લેવાની લાલચે દગો કરીને કેટલાક માણસોને દુઃખ દીધું હતું.
હે પ્રભુ આ વખતે ઝટ ઉઠો ને સારા માણુસ હેરાન થાયછે તે કે-
મ સહન કરી રહ્યા છો. (૮) આપના સેવકને પૂરેપૂરો ભરોસો
છે કે, તમે નઠારા માણુસોનો નાશ કરીને તેમના તરફનો ભય મ-
ટાડશો, અને "ધર્મનું રક્ષણ કરનાર" તથા "અધર્મના શત્રુ" એવો
જે તમારા નામમાં અર્થ રહેલો છે તે પ્રમાણે કામ કરશો. (મત-
લબ કે તે અર્થ ખરો પાડશો.)-હે ઈશ્વર લાખો માણુસોનાં ટોળાં
દુઃખી થાયછે, માટે બધે ઠેકાણે ઝટ શાન્તી કરો. (૯) બધા મા-
ણુસો આ વખતે ઘણા હેતથી પરમેશ્વર પાસે માગો કે; મહારાણી-
નું રાજ્ય (ઇંગ્રેજ સરકારનું) અચળ રહો ને દુષ્ટ માણુસોનું જોર
નાશ પામો. પરમેશ્વરને હાથ જોડી નમસ્કાર કરી બધા માણુસ
બોલો કે રાણીની સઘળે ઠેકાણે જીત થજો. પ્રેમ લાવીને પ્રાર્થના
કરવામાટે આ સારા રસવાળા નવ છંદ કવિ દલપતરામે બનાવ્યાછે.

—oo—

## પાઠ ૧૭૯ દ્વિઅર્થી દોહરા.

દ્વિઅર્થી=જેમાંથી બેઅર્થ નીકળે તેવું.
ભોજનશાળા=રસોઈ કરવાની જગા, જમવાની જગા.
નિર્મળ=પવિત્ર, ચોખ્ખી.
વિશાળ=મોટી, અગત્યની.
લીપીધારા=લીપવાના ધારા.
મુંગડા=દ્વાર.
અબોટીયાં=સ્વચ્છ લુગડાં, કોઇ નહિ અડેલું એવાં લુગડાં.
શોળે=નવેણે, શુદ્ધ, પવિત્ર.
શિરવાળો=માથાના વાળ.
બહુસંગ=બધા સાથે.
પોળી=પૂરણ પોળી, મળી રોટલી.
ભલીરીત=સારીરીતે.

ભાત=રાંધેલા ચોખા.
વડાં=ભજીયાં. શીશુ=બાળક.
કર=હાથ.
કચાશ=ખામી, હરકત. (ખાવાગાં).
ઉપરી=રસોડાનો ઉપરી.
માન=આવકાર.
પત્ર=પાન.
હેતુ=વહાલેશરી, સ્નેહી.
ધરાય=તૃપ્તથાય, ખુશથાય.
અનેક=ઘણા.

**દોહરો**—આ કવિતામાં વર્ણન કરેલું છે તે સારી ભોજન-શાળા છે? કે પવિત્ર નિશાળ છે? તે મોટી વાત હે દલપતરામના મિત્રો (બધા વાંચનારા) તમે સાંભળો.

(૧) લીંપવાના ધારા મનમાં ધરીને બધી જમીન સારી રીતે લીંપીને ચીતરેલી છે, અને પછી ગામના કયાકયા માણસો જમવા આવેલા છે તે ગણી કાઢે છે. (૨) બધી હાર અબોટીઆં પહેરીને પાટલે બેસી ગઈ, અને પછી "હું પવિત્ર છું" એમ કહીને બધા માણસો પોતાના માથાના વાળ બાંધી લે છે. (ગાંઠ વાળે છે.) (૩) પુરણપોળી બનાવીને તેને ઘીએ ચોપડેલી છે ને તેમાં સારી સાકર મૂકીને બધાનાં પત્રાળાં પીરસી દઈને પડીઆ પણ હારબંધ મૂકી દીધા છે. (૪) કેટલાક માણસો સારી રીતે શીખંડ બનાવીને તેને બે ગોળામાં ભરેછે, ને જ્યાં તાપવાળી જમીન છે ત્યાં ઘીની તપેલી મૂકેલી છે તથા જ્યાં ઠંડી જમીન છે. ત્યાં બરફી મૂકેલી છે. (૫) કેટલાક માણસો ત્યાં સારાં રાઈતાં કરતાં શીખે છે, ને કેટલાક સારી રીતે ભાત રાંધતાં શીખે છે. હે ભાઇ મેં ત્યાં લાડવા પણ જોયા, ને કેટલાક માણસો ઊંચી જાતનાં શાક બનાવતાં શીખે છે. (૬) જેમ વરસાદ વરસે તેમ વડાં પીરસાય છે ને તે તરફ દહીં પણ પીરસાય છે. કેટલાએક તેલ ને વડાં ખાય છે તે બાળકો લાડવા

પર ચોટેલા તલ પોતાને હાથે લઇ ગણી ગણીને ખાય છે. (૭) જે તેલ ખાતા ન હોય તેમને માટે આ ઓરડી પાસે ઘી છે તેમાંથી ચમચાવતી સો ટીપાં આપીને તેમને થતી હરકત ટાળે છે (૮) જમી રહ્યા પછી રસોડાનો ઉપરી બારણા આગળ ઉભો રહી બધાને માન આપે છે તથા પાનનું બીડું વાળીને આપે છે. એથી ઘણા સ્નેહીઓ ખુશી થાય છે.

## નિશાળ વિષે.

લીપીધારા=બારાખડી શીખવાની ચોપડી.

દિલધરી=સમજીને,મનમાં જાણીલઇને.

ચિત્રેલભૂમિ=નકશો.

કોણદીસે=કઇ દિશાએ.

પંગત=હાર, (છોકરાઓની).

પાઠ લે=પાઠ શીખે.

અમોટીયાં=નહીં શીખેલા પાઠ.

અંગ=ભાગ.

શોળે=સોળઆંક.

બાંધે શિરવાળો=સરવાળો કરે.

બહુસંગ=ઘણી સંખ્યા સાથે.

સા=શાહુકાર, સારા છોકરા.

કર=હાથ. પત્રાળી=પાનાંવાળી.

ગોળે=પૃથ્વીના ગોળાપાસે.

ખંડ=ભાગ, પૃથ્વીના મોટા ભાગ.

તપેલી ભોંય=તાપવાળી જમીન, ઉષ્ણ કટિબંધ.

ઠંડ=શીતકટિબંધ.

સુધરાઈ=સુધારાની રીત.

રીતભાત=વિવેક.

શાક=શક-સંવત વગેરે, વિક્રમ, શાલીવાહન વગેરેનો.

વડાં=મોટાં.

લાડવાયા=મોંઘા છોકરા.

દહીજાય=આપીજાય, (ફી વગેરે).

મચે=મારે. હેતુ=કારણ.

(૧) બારાખડીની ચોપડી સમજી જઇને પછી છોકરાઓ નકશામાં મગનાં નામ જુએ છે, કે તે કઈ દિશાએ આવેલાં છે. (૨)

છોકરાઓની હાર બેઠી બેઠી, વગર શિખેલા પાઠના ભાગ મનમાં લાવીને પાઠ લે છે, અને કેટલાક સોળે આંક સમજીને પછી મોટી સંખ્યાનો સરવાળો ગણે છે. (૩) સારા છોકરાઓ ચોપડીઓ હાથમાં લઈને પોહોળી કરે છે, ને સારાં પાનાંવાળી (ઘણાં પાનાંવાળી) ચોપડીઓ દરેકજણની પાસે હારબંધ પડેલી છે. (૪) કેટલાક પૃથ્વીના ગોળાપાસે બેસીને તે ઉપર આવેલા ખંડ જુએ છે. (એશિઆ, યુરપ વગેરે), જ્યાં તાપ પડે છે ત્યાં તાપવાળી જમીન આવેલી છે (ઉષ્ણુકટિબંધ), તથા જ્યાં ઠંડક છે ત્યાં બરફવાળી જમીન (શીતકટિબંધ) છે એમ જાણે છે. (૫) કેટલાક છોકરા ત્યાં સુધરાઈ શીખેછે ને કેટલાક સારી રીતભાત શીખે છે. કેટલાક લાડવાયા છોકરા ત્યાં રમે છે ને તેઓ પ્રખ્યાત શક શીખે છે. (વિક્રમ, શાલીવાહન વગેરેના.). (૬) વળી જેઓ મોટી ઉમ્મરના થતા જાયછે તેઓ ભણી રહીને કંઈક આપાને (ફી) જાય છે ને તેઓ પત્રકમાં મોટા લખાયછે, તથા બાળકો પોતાને હાથે હિસાબ ગણે છે. (૭) જે ગણિત લખેનહીં તેમને આઘી ઓરડીમાં લઇ જઈને પાંચ સોટી મારી તેમની આળસ કાઢી નાંખે છે. (૮) પછી જેઓ ભણી રહે છે તેમને નિશાળનો ઉપરી (મેહેતાજી) એક માનપત્ર વાળીને આપેછે (સર્ટિફિકેટ) ને તેનાં ઘણાં કારણ હોયછે.

## પાઠ ૧૮૭ જીંદગી વિષે.

જીંદગી=જીવતર.
જરૂરીયાતીતણી=જરૂરની, ખપની.
ઠામ=ઠેકાણું.
છેલ્લો=આખરનો, છેવટનો.
યોગ=મેળાપ, સંયોગ.
કારમો=કુદરતી.
ધારમાં=ધારીશ નહીં, જાણુ નહીં.
એકઠામે ઠરેલો=એકજ ઠેકાણે રહેલો.

માટીના માણુસ=માટીમાં ગળીજનાર માણુસ.
આંઇ=અહીં, દુનિઆમાં.
મોજમાંડવી=મઝા ભોગવવી.
રદેરોશઆણો=મનમાં ગુસ્સો લાવવો.
નેમ=નિયમ, ધારો.
સુકામ=સારાં કામ.
વાંદરો=મૂર્ખ માણુસ.
નકારો=નઠારો, ખોટો.
ઝાંખ=જો, તપાસકર.
ઝીણુાશથી=ઝીણી નજરે,વિચારકરીને.
સાધ=મંડ, તૈયારથા.
બેદિલ=શોકાતુર, દિલગીર, ઉદાસ.
જોત=તેજ, ભડકા.
રણક્ષેત્ર=લડાઈની જગા.
અલ્પજેવું=થોડીવાર રહે તેવું.
ઠામ=જગા. | બેજામ=બેપંહાર.
હામનાં=હીંમતનાં.
દાન=બક્ષીસ.
મુક્તિ=છૂટકારો, જન્મ મરણનો ફેરો મટે તે.
ચાણુક=ચાબકો.
ઠારમાં=ઠામમાં, જગતમાં.
આગમ=ભવિષ્ય, નસીબ.
સખી=નક્કી,
વીતીગઇ=બનીગઇ, ગઈગુજરી.
છોજતી=ભલે જતી.
દીનતા=ગરીબાઈ, નમ્રતા.
દાખી=જણાવી, રાખી.
દેવ=ઇશ્વર.
તાકીને=જોઇને, તપાસીને.
નોક=ડોળ, ભભકો.
જામીયાં=ફેલાયાં.
વાસના=કીર્તિ. | વેરી=ફેલાવી.
ધીર=ધીરજ.
ખરાબો=ખડક, નઠારો રસ્તો.
અરણુવ=સમુદ્ર.
મોહ=પ્રેમ, હેત.
આળસાઇ=આળસપણું, સુસ્તી.
ચંચળે જાળ=ચપળતારૂપી જાળ.
કારમાં=અજાએબ જેવાં, નવાઇ જેવાં.
હારમાં=હારીજા નહી.
દામ=પૈસો, ફળ.
ગુણી=ગુણુવાન.
તોળ=તોલકરી જો.
મનસુખ=મનનું સુખ, અથવા રણછોડભાઇના મિત્ર મનસુખરામ.
રણછોડ=રણછોડભાઇ ઉદયરામ-કવિતા બનાવનાર.

(૧) આ જીવતર સાચું અને જરૂરનું છે; પણ મશાણ એજ છેલ્લું ઠેકાણું છે એમ જાણ નહીં. (મતલબ કે મુઆ પછી કંઈ નથી એમ જાણ નહીં.) જીવ અને શરીરનો જે કુદરતી મેળાપ થએલો છે, તે હમેશાં એકજ ઠેકાણે રહેશે એમ જાણ નહીં. (મતલબ કે શરીર ને જીવનો મેળાપ કાયમ રહેવાનો નથી) પણ હે માટીના માણસ તારૂં શરીર માટીમાં મળી જશે, ને તે વખત જીવ કંઇ જાણશે નહીં કે, પાછળ કાયાની શી દશા થાય છે. (૨) જગતમાં અવતરીને ઘણી મોજમઝા ભોગવવી, અથવા આ સંસાર ઉપર ગુસ્સો લાવવો. એ બેમાંનું કંઇ પણ આ ઠેકાણે કામનું નથી એમ તમે જાણો; (મતલબ કે બહુ મોજ શોખ ભોગવવો નહીં અથવા સંસાર ઉપર અભાવ પણ ન લાવવો; પણ નીતિને મધ્યમ રસ્તે ચાલવું.) પણ ઘણા હેતથી ને હમેશના નિયમથી આજ કરતાં કાલે વધારે થાય એવો ઉદ્યોગ કરો ને સારાં કામ આરંભો. આવી રીતે કરવામાં જે વાંદરા જેવો હોય તેજ ખોટો વિચાર લાવે. (૩) તું વખતની પાંખ ઝીણી નજરે જો. (મતલબ કે વખત કેવી રીતે ચાલ્યો જાય છે તે જો.) કે જેના વેગ આગળ વીજળીની ઝડપ પણ હારી જાય છે, હે ભાઇઓ આ વખતમાં હુન્નરનો પાર નથી. (મતલબ કે ઘણા છે), માટે જે રીત સારી હોય તે શીખવી શરૂ કર, જે કઠણ મનના અને શરીરે બહાદુર છે તેઓ પણ ઉદાસ થઈને મોતના ભડકાને ઝાઝો જાણે છે, કે અંતે "રામ બોલો રામ બોલો" (મુડદાને લઇ જતી વેળા બોલે છે તે ) ના અવાજ મશાણમાં ગાજી રહેશે. (૪) આ જગતરૂપી લડાઈની જગાને તું આંખથી જોઇ લે કે તે સ્વપ્ન જેવું છે (ઝટ નાશ પામે તેવું), ને એમાં આપણે ફક્ત બે પહોરજ

રહેવાનું છે, (થોડી મુદ્દત રહેવાનું છે.) એમ તું હીંમતથી જાણી લે, ને આંખે તે જોઇ લે. આવું જગત છે માટે તું હીંમતનાં કામ કર કે જેથી તારૂં નામ અચળ રહી જાય ને ઇશ્વર પણ બક્ષીસથી જન્મ મરણ ટાળે. આ જગતમાં ચાબકાના મારવડે ચાલનારાં ઢોરના જેવો તું ઈશ્વર કૃપાથી ન થા. (મતલબ કે તું ઇશ્વર પ્રતાપે મૂર્ખ કે આળસુ ન થા.) (૫) આગળ ઉપર બધું સારૂંજ થશે, એમ ભવિષ્યના આશરા ઉપર રહેવાનું છોડી દે (મતલબ કે ભવિષ્ય ઉપર આધાર ન રાખતાં ઉ-દ્યમ કરવો.) અને જે વાત થઈ ગઇ છે તે ભલે જતી એમ મનમાં લાવ, પણ તેનો શોક ન કર. હાલનો વખત બધાથી સારો છે એમ જાણીને દુર્ગુણ છોડી દઇને ઉદ્યમ કર, ને મનમાં નમ્રતા રાખી ઇશ્વ-રને સંભારી, તરત ધારીને હીંમતથી કામ કર. (૬) મોટા મોટા (પ્રખ્યાત) માણસોની જીંદગી આપણને યાદ આપીને એમ જણાવે છે (મતલબ કે તેમનાં જન્મ ચરિત્ર પરથી જણાય છે કે), તે વખ-તના લોકના ડોળ એક તરખલાંની બરાબર પણ કયાં હતા? (મતલ-બ કે તેમની જીંદગી પણ આપણી પેઠે અલ્પ હતી.) એવા માણસો પણ પ્રખ્યાતી પામ્યા ને તેમનાં જોર જગતમાં ભારે જામ્યાં (થયાં; ફેલાયાં), એવી રીતે આપણે પણ મનમાં હોંશ લાવીને કામ કરીએ. તો આપણી કીર્તિ પણ સંસારમાં સારી વધે. (૭) કીર્ત્તિરૂપી સુ-ગંધ ચોતરફ ફેલાવીને એવાં કામ કરો કે, જેથી આપણા નામની નિશાની રહી જાય, ને આપણો દાખલો જોઈને બીજા માણસ પણ સારા થવા હીંમત ધરે. આ સંસારરૂપી દરિઆમાં મુસાફરી કરતાં જેનું વહાણ ખડક સાથે અથડાઈને ભાગી પડે છે, તે માણસ પો-તાની પાસે કંઇ ન રહેવાથી એકલો સમુદ્રમાં આથડે છે. (મતલબ કે

આ દુનિઆમાં જે માણસો ખરાબ રસ્તે ચાલે છે, તેમનું શરીર નાશ પામીને તેમનો આત્મા એકલો આથડે છે.) (૮) માટે હે ભાઇ ચાલ તૈયાર થા, ને હીંમત તથા હોંશ મનમાં રાખીને કામ કરવા માંડ, ને આળસ છોડી ઘણા પ્રેમથી ચંચળતારૂપી જાળ નાંખીને કામને પકડી લે. (ચંચળાઈથી કામ કર.) હીંમત ધરીને અજાએબ જેવાં કામ કર, ને કામ કરવામાં કદી પાછો ન પડ, તથા કામ પુરૂં થયા પછી તેના ફળની વાટ જો. (કામ કરતાં કરતાં તેના પરિણામની ચિંતા ન લાવવી). આવી રીતે કરવાથી ઇશ્વર તને સારૂં ફળ આપીજ રહેશે. (૯) હે માણસ આ મારૂં કહેલું મનમાં સાંભળીને, આ સારા નવ છંદ ગાઇને ગુણવાન થા; ને તેમાં જે હકીકત કહી તે લઈને મનમાં રાખ, અને મનમાં ખોટા વિચાર ન લાવ. ગરીબ રણછોડની વિનતિ ઝડપથી વાંચીને તેનો તોલ કર, ને ભક્તિના ભાવથી જો મનનું સુખ મેળવવા ચાહતો, પ્રભુનો દાસ થઈને તેની સેવા કર. અગર તેમના મિત્રના નામથી બોલીયે તો—હે મનસુખ તું ભક્તિના ભાવથી ઈશ્વરને ચહાય તો, દાસ થઇને તેને સેવ.

---

## પાઠ ૧૯૪—પરમેશ્વરનો ઉપકાર ભુલી ગયા તે વિષે.

ગર્ભવાસ રાખ્યો=ગર્ભમાં રક્ષણ કર્યું.
મેર=દયા, વિચાર.
વહ્યો=વહીગયો, સંસારમાં ખેંચાઈ ગયો, લપટાઈ ગયો.
મરણાગી=છેલાઇ, ટાપટીપ.
પરમાણ=પૂરાં.
નેહ=સ્નેહ, પ્રીતિ.
કઠોર=હલકો, નીચ.
ધૂતેછે=છેતરેછે.
હરાયું ઢોર=રખડેલ ઢોર.

છતગાં=દોલતગાં.
છકી=છકીગયો, બ્હેકી ગયો.
ઘેલો=ગાંડાજેવો.
જગપાળ=જગતને પાળનાર, ઇશ્વર.
જંજાળ=ઉપાધી, પીડા.
ઠેકાણે ન બેઠો ઠરી=જંપીને સુખે બેઠો નહીં.
ચાફળાતો=તણાતો, રખડતો.
લેવાઇ ગયો=દબાઇ ગયો, અંજાઈ ગયો.
નાઠી=જતીરહી, નાશપામી.
તારણ=સાર, મતલબ.
તરી=નીકળી.
શુદ્ધ=ભાન, સારા નરસાનો વિચાર.
ભાર=વકકર, આબરૂ.
કુંટુંબ કબીલો=બૈરાં છોકરાં.
કંપવાયુ=શરીર ધ્રુજે તેવો રોગ.
ઘેરીલીધો=પકડીલીધો, સપડાવીદીધો.
ગત=ગતિ-ચાલવા, બોલવા વગેરેની શકિત.
ગર્મ=ગતલબ, ભેદ.
વરીગયાં=ખપી ગયાં, ચાલ્યાં ગયાં.
અવધ=આખર, છેડો.
દારૂણ=ભયંકર, ઘણુંજ.
બધાભવમાં=આખી જીંદગીમાં.
સતપુરૂષ=ધર્મરાજા. | સિદ્ધિ=જ્ઞાન.
પાનુંપુસ્તક=પાપ પુન્યનો હિસાબ.
કાયર થયો=કંટાળ્યો, હેરાન થયો.

(૧) તારાપર ઘણી ગહેરબાની કરીને ગર્ભવાસમાં તારૂં રક્ષણ કર્યું, અને હમેશાં સુખ આપ્યું, તેને તું કેમ ભૂલી ગયો? (ઈશ્વરને કેમ વિસરી ગયો.) નાત જાતગાં=નાત અને જાતગાં નઠારી બુદ્ધિવાળો અને હલકો છે એવું નામ તેં કાઢ્યું, ને રખડેલ ઢોરની પેઠે તું બધાને છેતરવાને રખડતો ફરે છે. એ પ્રમાણે ૪૦ વર્ષ સુધી પહોંચીને તું દોલતગાં છકી ગયો. (૯) નઠારાં કર્મના બંધન ટાળવા માટે તને ઇશ્વરે મનુષ્યનો અવતાર દીધો, પણ તેંતો નઠારાં કામનો બોજો એકઠો કરીને તારાં સો વર્ષ પૂરાં કર્યાં, ને આખી જીંદગીમાં ભૂલો પડીને નકામો ફેરો રખડયો. (૧૧) જ્યારે ધર્મ રાજાએ તારાં કરેલાં

કાગનું પાનું પુસ્તક ઉઘાડીને જ્ઞાનવડે જોયું; તો તેમાં ઘણી ખોટ દીઠી [પાપની બાજુ વધેલી જોઈ.] તેથી તને નર્કમાં નાંખ્યો, અને એ પૂરે પૂરો પાપી છે એ વાત ખરી છે કે ખોટી તે તેને પૂછી જુઓ એમ કહ્યું. (૧૨) જ્યારે દુઃખથી કંટાળી ગયો ત્યારે ઘણો કરગરવા લાગ્યો, અને હે પરમેશ્વર તારૂં ભજન હવે નહીં વિસરૂં માટે એકવાર આ દુઃખમાંથી બહાર કાઢો. હે દયારામના હરિ ફરીથી મારો હાથ પકડો (મને ફરી મનુષ્યાવતાર આપો. એમ બોલવા લાગ્યો.)

---

## પાઠ ૯૯—સંપ તથા ઉપદેશ.

**દોહરો**—ક્લેશ=કંકાસ, દુઃખ—લેશ=લગાર—લક્ષ્મી=પૈસો-તે માટે હું તમને કહું છું કે તું મનમાં હોંશ લાવીને પૈસાનો લાભ છોડી દઈ સંપની સોબત કર. ( મતલબ કે પૈસા કરતાં સંપનું જોર વધારે રાખ.)

**છપ્પો**—કૌરવ પાંડવ=દિલ્હીના ચંદ્રવંશી રાજાઓ. પાંડુના પુત્ર પાંડવ [પાંચ] અને કુરૂના વંશના તે કૌરવ. કુળ=કુટુંબ, જાત મૂળથી=મૂળમાંથી, પ્રથમથી—ખંડી નાંખ્યાં=નાશ કર્યાં—છંડી=છોડી. દિલ્હીપતી=દિલ્લીના પાદશાહ-ફૂટ્યા=નાશ પામ્યાં, ફાટફૂટ થઈ—સંપ જાતે=સંપ નાશ પામતાં. મોટા=જ્ઞાની, સમજુ. (૧) જો પૈસાને માટે [રાજને માટે] સંપ ન રાખ્યો તો કૌરવ અને પાંડવનાં રાજ્ય મૂળમાંથી નાશ પામ્યાં. (૨) હિંદુનાં ઘણાં રાજ પણ સંપ જવાથી નાશ પામ્યાં, તેમ દિલ્લીના બાદશાહોમાં પણ સંપ ન રહેવાથી અંદર અંદર ફાટફુટ થઈ રાજ્ય તુટી ગયું. (૩) પૂરે પૂરો પૈસો મળ્યો હોય તોપણ સંપવિના ખરૂં સુખ મળતું નથી. જો ઘરમાં જરાપણ

કુસંપ હોય તો સમજુ માણસ પણ મરવા તૈયાર થાય.

**દોહરો.**—સભા=કચેરી, મંડળી-ધનકોશ=ધનના ભંડાર-વિશાળ=મોટા—હીણા=નઠારા, બુરા.—દીસે=દેખાય—શીતળ રહે=શાન્તી રહે, આનંદ રહે—સાખ=સાક્ષી=આબરૂ—અનંત=ઘણાજ.

**પ્લવંગમ છંદ**

છત્રે=છત્રીની.
છાજતા=શોભતા.
હોદ્દા=હાથી ઉપર ખુલ્લો બેઠક હોયછે તે.
રસિક=વૈભવી, રસ લેનાર.
આયુષ્ય=આવરદા.
રીદ્ધી=દોલત.
ઉછળતીઆગ=ચિતા, ચેહ.
ઉપભોગ=મઝા, વૈભવ.
જોગઅજોગ=વાજબી, ગેરવાજબી. સારૂ નરસું.
જરી=જરા, લગાર.
અનુસાર=જેવી, સરખી.
નોખમાં=શોભામાં.
કોટીધ્વજ=કરોડોપતિ-કરોડ રૂ. ની મિલ્કત વાળા.
ગરજતા=ગર્જના કરતા.
ગોખ=મેડી, અટારી.
ગુણસાર=સારા ગુણવાળી.
મર્દ=પુરૂષ.
ગર્દ=ધુળ.
કઈઠાર=કયે ઠેકાણે.
પવિત્ર=પુન્યશાળી.
જીવત=જીંદગી.

(૧) જેના માથાપર છત્રની છાયા થતી, જેના મોં આગળ છડીદાર નેકી પોકારતા, જે રસિક માણસો હાથીના હોદ્દાપર શોભતા હતા અને જેના નશીબમાં આવરદાને લક્ષ્મી ઘણાં હતાં, (મતલબ કે પૈસાદાર તથા લાંબી ઉમ્મરવાળા હતા.), એવા માણસો એક દિવસે બળતી આગમાં સૂતા. (મરણ પામ્યા). (૨) જે માણસો વૈભવ ભોગવતા હતા અને ઘણું સુખ લેતા હતા; તથા જેઓ વાજબી ગેરવાજબી સામુ જોતા નહીં, (મતલબ કે મરજી મુજબ વરતતા) તથા

જેમણે કરોડો રૂપિઆ ખજાનારૂપી ખાણુમાં ભરી મૂક્યા. તેવા માણસો મસીદ કે ગશાણુમાં સોડ તાણી હમેશને માટે સૂતા. (ગરણ પામ્યા.) (૩) ઇંદ્રપુરી જેવી શોભાયમાન નગરીઓ, કે જેમાં કરોડ રૂ. ના આસામીઓ ઝરૂખામાં બેસી ગર્જતા હતા, તથા જેમાં સારા ગુણવાળી સ્ત્રીઓને મોટા ગુણવાળા (સદગુણી) પુરૂષો રહેતા હતા, તે કોણ જાણે કઇ જગાએ ધૂળમાં મળી ગઇ. (નાશ પામી).

## મહીદીપ છંદ.

શ્યામચરણ=ઈશ્વરના પગ.
સ્મરણ=ભજન.
ત્રિલોક=ત્રણલોક-સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ.
કાચી=નકામી.
હસ્ત=હાથ.
ચરણ=પગ.
કરણ=કાન.
કૃપાળુ=દયાળુ, મહેરબાન.
નેત્ર=આંખ.
વદન=મોં, બોલવાનું.
અભાગી=કરમફૂટ.
ઇષ્ટદેવ=વહાલા દેવ, પરમેશ્વર.
જુક્તિ=તદબીર, યુક્તિ.
પાપકાંપ=પાપરૂપી કાદવ.
જામ્યો=એકઠો થયો, ભરાયો.
આયુ=આવરદા.

(૧) હે મિત્ર ઈશ્વરના ચરણની ભક્તિ કરવી એજ વાત સારી અને સાચીછે તે વગર ત્રણે દુનિઆમાં બધી વાતો નકામી છે. હાથ, પગ, નાક, કાન, આંખ, મોં, અને દાંત; એ સઘળું પરમેશ્વરે આપ્યું છે, ને તેની સાથે જ્ઞાનરૂપી બક્ષીસ પણ આપેલી છે. (૨) હે જીવ (માણસ) તું વિચાર કરીને જો, કે મનુષ્યાવતાર પામીને તું શું કમાયો છે? તેં ભક્તિની તદબીર તો જાણી નથી, પણ ઉલટો પાપ રૂપી કાદવ એકઠો કર્યો છે; તો પણ હજુ તેનો ઉપાય થાય તેમછે,

માટે કંઈ સારૂં બને તો કર, નહિતો જે ઘડી ઘડી વખત જાય છે, તે તારા આવરદામાંથી ઓછું થતું જાય છે.

—oo—

## પાઠ ૨૦૫ ઇશ્વર શકિત વિષે.

વાસી=વસનાર, રહેનાર.
જગમગ=ચળક ચળક.
જોત=તેજ, જ્યોતિ.
સર્વ શકિતના સ્વામી=સર્વ પ્રકારનું બળ જેનામાં છે તેવા ઈશ્વર.
અદ્ભુત=નવાઈ જેવાં.
નિરંજન=જેને લગારે ડાઘ નથી તેવો શુદ્ધદેવ, ઇશ્વર.
અવિનાશી=નાશ ન પામે તેવું.
અજવાસ=તેજ, અજવાળું.
અવની=પૃથ્વી.
પાળે=પોષણ કરે, રક્ષણ કરે.
અવિનાશભૂપ=નાશ ન પામે તેવો રાજા, ઇશ્વર.
ઐશ્વર્ય=મોટાઇ, પ્રભુતા.
જળજંતુ=પાણીના જીવડા.
જળકણ=પાણીનાં રજકણ.
અલ્પ=થોડું.
પરમપ્રોપકાર=ઘણું હીત કરનાર, કલ્યાણકારી.
શાંતિ=ધીરજ.
સર્વદા=હમેશાં.
સાહેબ=ધણી, ઈશ્વર.
સર્વજ્ઞ=બધીવાત જાણનાર.
જ્ઞાનદ્રષ્ટિ=જ્ઞાનરૂપી નજર.
અજ્ઞ=અજાણ્યો, અજ્ઞાન.
ડરીડરીને ડગલાંભરો=દરેક કામ વિચાર કરીને કરો.
ફરીફરી=વારંવાર.

(૧) હે વિશ્વમાં રહેનાર માણુસ તું આકાશમાં ઉંચું જો. ત્યાં ચળક ચળક જોત થાય છે એવા પ્રકાશવાળા ગોળા જો. (૩) સર્વ શકિતમાન ધણીનાં જે ચમત્કાર ભરેલાં અપાર કામ છે, તેમાંનો એ પણ એક ચમત્કાર છે. (તેજના ગોળા, તારા.) (૪) તેજના અક્ષર-

થી (તારા ગંડળથી) નિરંજન દેવનું નામ લખ્યું છે, તે તારાથી વાંચી શકાય છે? એ તું આ ઠેકાણે સ્થિર રહીને જો. (મતલબ કે તે પરથી તેનો કોઇ બનાવનાર છે એમ તારાથી સમજાય છે? (૧૦) હે માટીના માણુસ (માણુસની બનાવટમાં પૃથ્વીનો ભાગ વિશેષ છે તથા તે આખરે તેમાંજ મળી જાય છે માટે માટીનું માણસ કહ્યું છે.) તું તો એક તરખલા જેવો અને પાણીના ઝીણા જીવ તથા પાણીનાં રજકણથી પણ તારો ભાર થોડો છે, એ તું કેમ ભૂલી જાય છે? (મતલબ કે તું ઘણો હલકો છે); તોપણ તું હિંમ્મત રાખજે, કેમકે પૃથ્વીનો બનાવનાર મોટો કલ્યાણકારક બાપ તને સંભાળે છે. તું હમેશાં ધીરજ રાખજે, કેમકે સઘળી વાત જાણનાર ધણી તને જ્ઞાનરૂપી નજરથી દેખે છે, ને તે એક ક્ષણવાર પણ અજાણ્યો નથી (મતલબ કે તારૂં દરેક ઠેકાણે તે રક્ષણ કરેછે ને કોઈ કામથી અજાણ્યો નથી.)—ડરી ડરી=બીક રાખી રાખીને પગલાં ભરજે (જોઇ વિચારી કામ કરજે), અને સારાં કામ કરજે. દલપતરામ કવિ કહેછે કે પ્રેમ લાવીને વારંવાર તમે ઇશ્વરને ભજો.

---

## પાઠ ૧૨૬—વિક્ટોરીયા રાણીના ગુણ વિષે.

### ભાગ. ૧

દેશમે આનંદ ભયો=દેશમાં આનંદ થયો.
ધન્ય=શાબાસ, વાહવાહ.
પદપામી=અધિકાર પામી.
નેક=નક્કી.

પટ્ટાભિષેક=ગાદીએ બેસાડતી વખતની ક્રિયા.
મુની=રૂષી તે મુખ્ય સાત કહેવાયછે.
ત્રિકગ=ત્રણ–કેમકે ત્રણ વિભાગ થઇ ગયાછે.

વસુ=આઠ-આઠ દેવ.
ઇંદ્રાસન=ઇંદ્રના જેવી ગાદીપર. [છે.
બળી=ત્રણ. બળી નામના ૩ રાજા થયા
માંગલિક=મંગળકારક, શુભકારી.
માન=એના જેવો, બરાબર.
ઉપમાન=ઉપમા, દાખલો.
આટપી નાંખતાં=કહીદેતાં, પૂરૂં કરતાં.
ઉલટ=હોંશ. | ઝરણ=વહન, વહેણ.
ઝરણઝીલો=વર્ણન સાંભળો.
શરદકમળ=શરદઋતુ એટલે ભાદરવા
આસોમાસમાં ખીલતું કમળ.
સહસાજ=સામાનસાથે, શણગારસાથે.
પરદુઃખભંજન=પારકું દુઃખ કાપનાર.
બુટ્ટી=દવા.
દિગ્વિજયી=બધી દિશાઓમાં જીતક-
રનાર (દિક્=દિશા)

વહેવાર=સંસારનું કંઈ કામ કરવું તે.
નિપુણ=હોશિઆર, પ્રવીણ.
શુભવેશ=સારાવેશ વાળી, રૂપાળી.
સબળ અબળ=તાકેવર ને ગરીબ.
મર્મ=ભેદ, ધર્મ.
પંચતંત્ર=પંચોપાખ્યાનની, ઊંચા-
પ્રકારની.
ક્ષમા=માફકરવું, સહનકરવું.
શૌર્ય=શૂરપણું.
ઔદાર્ય=ઉદારપણું, મોટું મન.
આર્યકુળ=ઉંચી જાતનું કુળ, શ્રેષ્ઠકુળ.
આચાર્ય=ગુરૂ, ધર્મગુરૂ.
સૈન્યવાદ્ય=લશ્કરીવાજાં, બેન્ડ.
નાદ=અવાજ.
હાડ=શરીર.
વચન પ્રમાણે=બોલે તે પ્રમાણે.

મહારાણી વિક્ટોરીઆએ સન ૧૮૫૮ની સાલમાં એટલે સંવ-
ત ૧૯૧૪ માં કંપની પાસેથી રાજ્યની લગામ પોતાના હાથમાં લી-
ધી, તે વેળા મુંબઇમાં "બુદ્ધિવર્ધક" નામે એક સભા હતી તેમાં
આ કવિતા કવિ નર્મદાશંકરે વાંચી હતી—(૧) વિક્ટોરીઆના જ-
ન્મ દિવસને ધન્ય છે, અને તે ઘડી, પળ, અને વારને પણ ધન્ય
છે. સન ૧૮૧૯ ના મે માસની ૨૪ મી તારીખને પણ ધન્ય છે
(વિક્ટોરીઆ જન્મી તે દિવસ)-(૨) સન ૧૮૩૭ ના જુનની ૨૦

મી તારીખ, જે દિવસે રાણી ગાદીપર બેઠી તેને ધન્ય છે. (૩) એને રાજ્યાભિષેક કરવાનું શુભ મુહુર્ત સન ૧૮૩૮ ના જુનની ૨૮ મી તારીખે નક્કી કર્યું હતું તેને પણ ધન્ય છે. (૪) એ વિક્ટોરીઆ રાણીને પણ ધન્ય છે, ને આજના દિવસને (સંવત ૧૯૧૪ ની સાલને) પણ ધન્ય છે. દેશના સુધારાનાં મંગળકારી કામનો જયજયકાર થયો. (મતલબ કે સુધારા શરૂ થયા.) (૫) રાણીના ગુણનું વર્ણન કરતાં કવિના પણ હારી જાય (કવિપણું હારી જાય), એના સમાન બીજી કોઇ ઉપમા મળતી નથી (મતલબ કે તે અનુપમ છે) તેથી એનો તેજ કહેવાય છે, (રાણી તે રાણીજ કહેવાય, પણ ફલાણા જેવી છે એમ ન કહેવાય.) (૬) એમ રાણીના ગુણનું વર્ણન ઝટ પૂરૂં કરી દેતાં મનમાં સંતોષ થતો નથી, પણ રસની હોંશ વધે છે તેનું ઝરણું હે સારા માણસો તમે ઝીલી લ્યો. (એટલે હું આ વર્ણન કરૂં છું તે તમે સાંભળો.) (૭) આજકાલ પૃથ્વીના ઘણા ભાગમાં ઇંગ્રેજોનું રાજ છે, ને સઘળા દેશમાં જય જય થાય છે, તે નબળાનું કામ નથી. (મતલબ કે બધા દેશમાં ફતેહ મેળવવી એ નબળાનું કામ નથી.) (૮) શરદરૂતુમાં સ્વચ્છ પાણીની અંદર કમળ જેમ સામાન સાથે (શણગાર સાથે) શોભે છે, તેમ સુધરેલાં રાજ્યરૂપી પાણીમાં આજે ઇંગ્રેજ સરકારનું રાજ્ય શોભે છે. (૯) કમળના ગર્ભ જેવી રાણી છે, (સુંદર) ને જગતમાં તે બહુ જાણીતી છે, ને પારકું દુઃખ મટાડનાર તે એક દવારૂપ છે. (અથવા પારકું દુઃખ ભાગવાની તેની બુદ્ધિ છે નર્મ કાવ્યમાં તથા જૂની સાતમીમાં પરદુઃખભંજન બુદ્ધી એમ લખેલું છે) અને તે રાત દહાડો રૈયતને સુખ આપે છે, (૧૦) બધી દિ-

શાઓમાં જીત કરનાર વિક્ટોરીઆ છે, ને તેના જેવું આજ બી-જું કોઇ (પરાક્રમી) નથી. તે દુનિઆમાં સુખ તથા દોલત વરસા-વીને જાણે ઈંદ્રની લાજ રાખતી હોયની !! તેવી છે. (મતલબ કે ઇદ્ર બધાંને સુખ આપે છે તેનું કામ એ બજાવે છે—અગર જ-ગતનાં ઇંદ્ર જેવી એની આબરૂ છે એમ પણ અર્થ થઈ શકે.)—[૧૩ પંચોપાખ્યાનની નીતિ તે ભણી, તથા ક્ષમા, શૂરાતન, અને ઉદારતા પણ શીખી. અને જેમ આપણે આર્ય (ઉંચ કુળના) છી-એ તેમ એ પણ આર્ય છે, તથા તે ગુરૂ પાસેથી સદ્ગુણ શીખી. (અથવા ધર્મગુરૂના ધર્મ ભણી). (૧૪) રૈયતને સુખ દેવા માટે તે શરીરે ઘણું દુઃખ વેઠે છે ને ટાઢ તાપ ખમે છે, તથા (શત્રુના) સૈન્યનાં વાજાંના અવાજથી તેનું શરીર ધ્રુજતું નથી (મતલબ કે તે હિંમતવાન છે.) (૧૫) તે બોલવા પ્રમાણે બરાબર વરતે છે, ને નઠારા કામનો પસ્તાવો કરે છે, તથા રૈયત, મિત્ર અને કુટુંબ તેને યોગ્ય માન આપે તેવી એ લાયક બની.



## પાઠ ૨૧૭—ભાગ ૨

અગુણી=દુર્ગુણી, નઠારા લક્ષણવાળો.
ગુણી=ગુણવાન.
રીપુ=શત્રુ.
પારખ=પરીક્ષા.
પાર=છેડો.
કદર=બૂજ, યોગ્યતા, કિંમત.
ફરજ=પોતાનું કામ, ધર્મ.
બજાવેસાર=સારી રીતે કરે.
અનુકુળ=ગળતી, પસંદ પડતી.
હક=અખતીઆર.
રૂડી=સારી રીતે ચાલનારી.
વરવેર=વરનીસાથે, ધણીસાથે.
સંતતિ=છોકરાં.
સંપમચાવે=સંપ કરાવતી.

કુળધર્મ=કુળનો ધર્મ.
આચાર=રીતભાત, વિવેક.
સબળ=જોરાવર.
નિર્બળ=નબળા, બળ વગરના.
અમળા=નિર્મળ, પવિત્ર.
કમળા=લક્ષ્મી.
કળ=કળા, યુક્તિ.
અવિચળ=ખસેનહીં તેવી, દૃઢ.

બ્રહ્મ=ઈશ્વર. | લીલાલહેર=આનંદ.
ઓચ્છવ=આનંદ, શુભદિવસ.
લક્ષ=લાખ.
હણીદળદર=ગરીબાઇ કાઢીને,
સવારા=જલ્દી, વેળાસર.
બુદ્ધિવર્ધક=બુદ્ધિ વધારનાર, સભાનું નામછે.

(૧) દુર્ગણી, ગુણવાન, શત્રુ અને મિત્રની પરીક્ષા કરીને તેમના મનનો છેડો લેછે. (તેમનું મન જાણી લે.) ગુણવાન માણસોની કિંમત પિછાનતી, અને પોતાનું કામ સારી રીતે બજાવેછે, (૨) વિદ્યા, હુન્નરનાં કામ, અને સાચી વાતને તે ચહાનારી છે તથા તે બધા માણસોના અખ્તિઆર સાચવીને પોતાનું કુળ શોભાવેછે (૩) વળી તે પોતાના ઘરમાં સારી રીતે ચાલનારી, અને પોતાના ધણી સાથે ઘણો સ્નેહ રાખેછે, તથા સ્ત્રી પુરૂષના શા ધર્મ છે, તે સમજીને ઘરમાં કોઈ સાથે તે વેર બાંધતી નથી. [૪] પોતાનાં છોકરાંને સારી રીતે રાખતી (તેમની બરદાશ બરાબર કરતી), અને ઘરમાં બધાંને સંપ રખાવતી, તથા તેમને પોતાના કુળ ધર્મ અને રીતભાત સારી રીતે શીખવતી. (૫) એ સ્ત્રી જાત છે પણ તેનામાં ઓછું બળ નથી, તે બળવાન શત્રુઓને નબળા કરી દે છે. તે પવિત્ર લક્ષ્મી જેવી છે પણ યુક્તિમાં હોશિઆર ને દૃઢ વિચારની છે.

**સોરઠા**—પરમેશ્વરની કૃપા છે, તો આજે હિંદુસ્તાનમાં ઘેર ઘેર આનંદ ઓચ્છવ થઇ રહ્યો છે, ને આ દેશની પ્રજાને લાખો લાભ થયા છે.

**માલિની છંદ**—ધણી ઘણી ઉમાગાથી રાણી શોભે છે, ને તે દેશની ગરીબાઇ ટાળીને મનમાં પ્રેમ લાવીને પોતાની પ્રજા સામું જોશે. (પ્રજાને લાભ કરશે). રાણીના જય જયકારના ડંકા વેળાસર વાગે, ને દેશના સુધારા ઝટપટ જાગૃત થાઓ.

## પાઠ ૨૨૬. પ્રભાતનું વર્ણન.

પ્રભાત=પરોઢ, સવાર.
વીતીગઇ=જતી રહી, થઈ રહી.
અધમ=પાપી. | ઉદ્ધાર=તારનાર.
પ્રીતિજોડ=સ્નેહ લગાડ.
વેગળાં=દૂરનાં. | ઢુંકડાં=પાસેનાં.
ખોલીયાં=ઉઘડયાં, ખુલ્લાં થયાં.
દ્વાર=બારણાં, દરવાજા.
ઉદિત=ઉગ્યો.
આદિત્ય=સૂર્ય.
આભાસ=પ્રકાશ, દેખાવ.
પીગળીને=ઓગળીને.
હીમ=ઠાર, ઠંડક.
જામ્યો=એકઠો થયો, બાઝયો.
ગળેબંધ=ગળાનું બંધન, ગાળીયું.
ખોલે=છૂટે. | ઘોર=અવાજ.
બાંગ=પ્રાર્થનાની બૂમો.
મુલ્લાં=મુસલમાન લોકના ધર્મગુરૂ.
જોત=તેજ.
પદ્મ=કમળ.
પ્રફુલ્લિત થયાં=ખીલ્યાં.
પતિત થઇ= પડીગઇ, નીચીનમી.
બગ=બગલા.
ઠગો=ઠગ માણસો.
નદીઘાટ=નદીકિનારે.
લોહ=લોઢું,—કંસાર=કંસારા.
મહીઆરીઓ=દહીં વેચનારી, ભરવાડણો.
ધીર=ધીરજવાન.

ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા,લ-ડાઇનીકળા.
કુળવતી=કુળવાન, સદ્ગુણી.
કુબાડ=આળસુ, દરિદ્રી, મૂર્ખ.
રૂઠી=ગુસ્સે થઈ.
ધનવંત=પૈસાદાર ધીમંત=બુદ્ધિવાન
આદરે=આરંભે, શરૂ કરે.
સાધે=પારપડે. | સેવતાં=સેવનકરત
વરસ આધે=અડધા વરસમાં.
કાવ્ય કલ્લોલ=કવિતાના તરંગ, કવિતાના વિચાર.
તરીએ=પારપડીએ.

માબાપ પોતાની પુત્રીને સવારમાં કહે છે કે હવે રાત જતી રહી છે માટે ઉઠ, અને પાપી માણસોને તારનાર તથા જગતના બનાવવાર જે ઈશ્વર તેમાં પ્રીતિ લગાડ. (૨) આકાશમાં સૂર્ય ઉગ્યો છે તેનો પ્રકાશ જણાયો ને ચંદ્રનું તેજ ઢંકાઇ ગયું. ઘણી ટાઢથી પાણી ઠરી બરફ બંધાઇ ગયો હોય તે ઓગળી જઇને તેનું પાણી ઝરણમાં વહે છે. (૯) કુળવાન સ્ત્રી પોતાનાં છોકરાંની સંભાળ લેઇને મીઠાં વચન બોલતી ઉઠી; ને આળસુ સ્ત્રી ગુસ્સે થઈને બાળકોને મારી, ધણીને ધમકાવીને કંકાસ કરતી ઉઠી. (૧૧) આ વખતે (પ્રભાતે) ઉઠીને જે કોઇ પોતાનો અભ્યાસ શરૂ કરે, તો આઠ દશ મહિનામાં તેનું કામ પાર પડે; અને એ વખતે જંગલના પવનનું સેવન કરતાં (વગડામાં હવા ખાવા જતાં), અડધા વરસમાં શરીર નિરોગી બની જાય. (૧૨) વળી દલપતરામ કવિનું કઠણ કામ, જે કવિતાના વિચાર કરવાનું છે તે પણ થોડી મુદતમાં આવડી જાય, (મતલબ કે કવિતાનો અભ્યાસ કરીએ તો તે પણ આવડે)

---

## પાઠ ૨૪૧ જ્ઞાન મેળવવા વિષે.

વિવેકની=ડહાપણની, ચતુરાઇની.
ભણનારા=અભ્યાસ કરનારા,વિદ્યાર્થી.

વિધવિધવિચાર=જૂદી જૂદી તરેહના વિચાર.
ઉચાર=બોલ, વાણી.
સારાગુણશોધો=સદ્ગુણની તપાસકરો.
ભવ=જીંદગી, ઉમ્મર.
પાઠ=વિદ્યા, જ્ઞાન.
જ્ઞાનગર્થ=જ્ઞાન રૂપી નાણું.
ગુણ=સદ્ગુણ.
ગાંઠવો=લેઈલેવો, બાંધીલેવો.
આચાર=રીતભાત, આઠેકાણે ફરજ, ધર્મ.
આદરી=શરૂકરી, આરંભી.
અભ્યાસ=ટેવ, મહાવરો.
જીવ જોડી જુઓ=મનમાં વિચાર કરીજુઓ.
મનન કરવું=રટણકરવું, વારંવાર સંભાર્યા કરવું.

આગળે=આગલા વખતમાં, પહેલાં.
ઉઠાવ=ખીલવણી, ઉઘાડ, વધારો.
કળ=યુકિત.
અંતર ઓળખો=ગુણદોષ જાણો, મન પારખો.
પરજન=બીજો માણસ.
અસમજણું=અજ્ઞાન, મૂર્ખ.
પ્રભુ પદ પ્રેમ=પરમેશ્વરના ચરણનો પ્રેમ.
જનકૃત કારજ=માણસે કરેલાં કામ. ઘર વગેરે.
પ્રભુકૃત=પરમેશ્વરે બનાવેલાં, કુદરતી.
પેખી=જોઇ | સુપેર=સારી રીતે.
ઘેર=ઘેરાવો, જથો.
શશી=ચંદ્ર.
ઓપે—દીપે, શોભે.
રૂચી=હોંશ, પ્રીતિ.

હે ભણનારાઓ આ ચતુરાઇની વાત તમે વાંચો, અને જૂદી જૂદી જાતના વિચાર કરીને સારા ગુણ શોધો. (૪) હે ભણનારાઓ જ્ઞાન-રૂપી નાણું અને સદ્ગુણ આપણે ગાંઠે બાંધવા જોઇએ (મતલબ કે જ્ઞાન અને સદ્ગુણ મેળવવાં જોઇએ), કેમકે આપણી એમુખ્ય ફરજ છે. (૫) સઘળે વખતે અને સઘળી જગાએ હે ભણનારાઓ તમે પોતે એવો મહાવરો રાખી (જ્ઞાન મેળવવાનો) સારા ગુણ ખોળો—(૬)

જેમ જેમ તમે વધારે મન લગાડીને જોશો તેમ પળપળે તમને જ્ઞાનનો પ્રકાશ જણાશે. ઉજડ જગામાં, અંધારામાં કે એકાંત વાસમાં તમે પોતાના મનસાથે વિચાર કરી જોશો તો જણાશે કે, તે વખતે આપણો આત્મા શું કામ કરેછે (શા વિચાર કરેછે), તથા આગળના વખતમાં બની ગયેલા બનાવ તમે તપાસીને જોશો તો એથી અકકલમાં વધારો થશે. (મતલબ કે દરેક ઠેકાણે જ્ઞાન મળી શકે. ) (૧૯) એ પછી એક અગત્યનું=એ બધા પછી એક જરૂરનું કામ એ છે કે, તમે હેતથી પરમેશ્વરના ચરણનું જ્ઞાન મેળવો. (૨૧) ફ-કત એક નાના તરખલામાં, ફળમાં ને ફૂલમાં ઈશ્વરની અપાર કળા દીપી રહેલી આપણને માલુમ પડે છે; ને એ પ્રમાણે જેમ જેમ આગળ વિચાર કરતા જઈશું, તેમ તેમ ઘણી સારી બુદ્ધિ આપણામાં આવશે. (ઇશ્વરનું અધિક ડહાપણ જણાશે).

---

## પાઠ ૨૪૩ નીતિએ સંસાર ભોગવવાથી પ્રભુ રીઝે છે.

વીરા=ભાઇ.
શુદ્ધ=ચોખ્ખો, સારો.
ધરો=ધારણકરો, રાખો.
ગુણ=સદ્ગુણ.
ધીરા=ધીરજવાન.
કદાચ=કોઈદહાડો.
પરદુ:ખ=પારકાનું દુ:ખ.
પુંજ=ઢગલા, જથા.
પ્રલે=નાશ.
ઉદ્ધાર=મોક્ષ, છૂટકારો.
વારી=પાણી.
વેગ=ઝડપ.
માયા=ઘરબાર, કુટુંબ વગેરે.
ઉભયભ્રષ્ટ=બંને રીતે ખરાબ થવું સંસારમાં દુ:ખીને સાધુપણામાં પણ દુ:ખી.
પરાણે પરહરે=બળાત્કારે છોડે.
આતમઘાતી=પોતાનું ખૂન પોતાન મેળે કરનાર.
ગુણ=પરમેશ્વરનો મહિમા.
જપવા=ગાવા, બોલવા.
મુનીવ્રત=મૂગા રહેવાનો નિયમ.
સાય=રાખે, ધારણકરે.
શઠ=ઠગ, ઢોંગી, મૂર્ખ.
હઠ=હઠીલાઇ, ખોટી ટેક.
નિરખવા=જોવા.

અજાણ=અજ્ઞાન.
જગસૃજનારે=જગત બનાવનારે.
સૃજ્યું=બનાવ્યું.
શુભકામે=સારા માટે.
સુજાણ=સમજુ.
અર્થ=મતલબ, કામ.
સરે=પારપડે, થાય.
નગ્ન=નાગા.
રીઝે=રાજી થાય.
નાથ=ધણી, ઈશ્વર.
પરહરે=છોડે.
પરિવાર=કુટુંબ.
ફક્કડ=ફિકર વગરના, વેરાગી.
આક્કડ=અભિમાની, મસ્ત.
તરૂ=ઝાડ.
પતંગીયાં=દીવામાં પડેછે તે જીવડાં, આગીયા.
ભવજળ=સંસારરૂપી દરિઓ.
અંત=છેડો.
રાસભ=ગધેડાં.
જટા=લાંબા બાળ.
વટવૃક્ષ=વડનું ઝાડ.
કાયાકષ્ટ=શરીરનું દુઃખ.
ક્લેશ=પીડા, દુઃખ.
હરિપદ=પરમેશ્વરના ચરણ.
સાંપડે=થાય, મળે.
કાડે=હોંશે.
ત્રિભુવન પતિ=આકાશ, પાતાળને સ્વર્ગના ધણી; ઈશ્વર.

ચોખા અને સાચા સ્વભાવથી હે ભાઇઓ તમે હમેશાં સંસારનાં સુખ ભોગવો. (૫) ઈશ્વરને ઓળખ્યા=પરમેશ્વરનું ઓળખાણ થયા વગર, કોઈ દહાડો કશી હઠીલાઈ ન કરશો, ને સારા ગુણ રાખો. (મતલબ કે ધર્મનું ખરૂં જ્ઞાન થયા વગર કેવળ ખોટી હઠ રાખવાથી મોક્ષ થશે નહીં). ( ૬ ) આપણે ઝડપથી પાણીને વલોવીએ તો તેમાંથી મીઠું માખણ મળતું નથી (મતલબ કે ફોકટનું શરીર કષ્ટ વેઠવાથી કલ્યાણ થતું નથી.) (૭) ઉભય ભ્રષ્ટ=સંસાર છોડયો એટલે સંસારનું સુખ પણ ન મેળવ્યું; અને પુરૂં જ્ઞાન નથી તેથી સાધુપણામાં પણ સુખ ન મેળવ્યું એમ એકે કામ બરાબર ન થયું (૧૭) જો ટાઢ તાપ વેઠવાથી કલ્યાણ થતું હોય તો ઝાડનોજ મોક્ષ થાય કેમકે તે બંને ખમે છે; તેમ પાણીમાં નહાવાથી કલ્યાણ થતું હોય તો પાણીના જીવજ તરી જાય; પણ એ બંને ખોટું છે. (૨૨) દરેક કામ માથે ઈશ્વરની બીક રાખી

ને કરો ને હમેશાં હરિ ચરણમાં હેત રાખો. એથી બધાં માણસને સુખ મળશે, માટે હોંશે હોંશે સારાં કામ કરો, તો તેથી ઈશ્વર તમને સુખ આપશે, એમ દલપતરામ કવિ કહે છે.

———*×*———

## કવિતાના માપ વિષે.

આ ચોપડીમાં આવેલી ઘણીખરી કવિતાનું માપ પિંગળ દ્વારાએ વિદ્યાર્થીઓ શીખેલા હોવાથી, તેવા છંદનું માપ લખ્યું નથી રૂર નથી. પિંગળ સિવાયના રાગની હકીકત નીચે પ્રમાણે—એમાં માત્રા કે અક્ષરનો મેળ નહીં હોવાથી, ફક્ત તાળ આપેલા છે.

રાગ ધોળ—એમાં ૧-૫-૯-૧૩ એ પ્રમાણે માત્રા એ દરેક ચરણમાં આઠ તાળ આવે છે.

ગરબી—આવી ગરબીની ટેકમાં ત્રણ, પહેલા ચરણમાં ચાર, અને બીજા ચરણમાં ત્રણ તાળ આવે છે.

બીલાવર—આ રાગ રામગ્રી રાગને મળતો છે—એના પહેલા ચરણમાં ૩ અને બીજામાં બે મળી કુલ પાંચતાળ આવે છે.

ખમાયચી—એની દરેક ટુંકમાં ૪ તાળ આવે છે ને તે પહેલી મા-ત્રાથી શરૂ થાય છે.

ધીરાનું પદ (કાફીરાગ)—એની ટેકમાં છ તાળ–ચરણની ૧ લી ને બીજી ટુંકમાં સાત, ને ત્રીજીમાં છ તાળ હોય છે.

દેશી ધોડલી—ટેકમાં છ તાળ ને દરેક ચરણમાં ૭ તાળ.

પ્રભાતીયું—દરેક ચરણમાં આઠ તાળ.

વણજારો—પહેલા ચરણમાં પાંચ, ને બીજામાં છ તાળ.

———

## કવિઓની હકિકત.

૧ દલપતરામ—વઢવાણના શ્રીમાળી બ્રાહ્મણ—ઉમ્મર આશરે ૭૦ વર્ષ—હાલ અમદાવાદમાં રહે છે—તેમને સરકાર તરફથી

સી. આઈ. ઈનો ઇલકાબ મળેલો છે. તેગની કવિતાનું "દલપત કાવ્ય" નામે પુસ્તક પ્રખ્યાત છે.

શામળભટ્ટ—વેગણપુરના શ્રીગોડ બ્રાહ્મણ—સંવત ૧૮૭૧માં હતા. તેગના છપ્પા ને વાર્તાઓ પ્રખ્યાત છે.

૩ નર્મદાશંકર—સુરતના વડનગરા નાગર સન ૧૮૩૩–૧૮૮૬ સુધી હતા—"નર્મકાવ્ય" નામે તેગનું કાવ્ય પુસ્તક પ્રખ્યાત છે.

૪ બ્રહ્માનંદ—આબુ તરફના ચારણ હતા.

૫ દેવાનંદ—સ્વામીનારાયણના સાધુ—મૂળીમાં રહેતા—સન ૧૮૪૮ માં હતા.——

૬ કબીર—વિષ્ણુપંથી ભકત કાશીમાં રહેતા—કબીરપંથના આચાર્ય—વૈરાગ વગેરેની કવિતા પ્રસિદ્ધ છે—સન ૧૩૮૦—૧૪૨૦ સુધી હતા.

૭ કેવળપૂરી બાવો—ચરોતરમાં રહેતા—વેદાંત વિશેની કવિતા પ્રખ્યાત છે—સન ૧૭૧૯ માં આખા ભકતના વખતમાં હતા.

૮ ધીરોભકત—વડોદરા પાસેના સાવલી ગામના બ્રહ્મબારોટ—તેગની કાફી રાગની કવિતા પ્રખ્યાત છે—સન ૧૭૪૩—૧૮૧૫ સુધી હતા.

૯ નરસિંહ મહેતો ભકત—જૂનાગઢના વડનગરા નાગર—સને ૧૪૫૭ માં હતા—મામેરૂં તથા કૃષ્ણ કીર્તન પ્રખ્યાત છે.

૧૦ રણછોડભાઈ—ખેડા જીલ્લાના ગહુધા ગામના ખેડાવાળ બ્રાહ્મણ—હાલ કચ્છમાં નાયબ દિવાન છે. ઉમ્મર આશરે વર્ષ ૫૦—કવિપદ ધરાવતા નથી. તેગણે બનાવેલાં નાટક વગેરેમાં તેગની છૂટક કવિતા છે.

૧૧ દયારામ—ડભોઇના સાઠોદરા નાગર–શ્રીકૃષ્ણની ભકિત વિષેનાં પદ પ્રખ્યાત છે. "દયારામ કાવ્ય" નામે તેગનો કવિતા ગ્રંથ પ્રખ્યાત છે. સન ૧૮૪૫ માં હતા.

**समाप्त.**

# જાહેર ખબર.

આ ચોપડી બાબત કર્ત્તાને મહુધા અગર લીંબડીમાં પત્ર લખે વે. રૂ. ૧) ની સાત પ્રત—પોષ્ટમાફ—દશ પ્રતથી દશાંશ, ને વીસ પ્રતથી વીસ ટકા કમિશન અપાશે. નાણાં મોકલવાનું ખર્ચ ગ્રાહકશિર.

**ભૂતળ વગેરેની સમજ**—એમાં ભૂતળ સિવાય, પિંગળ, આરોગ્યવિદ્યા, ને વ્યાકરણની સમજ આપેલી છે. ત્રણ આના—પોષ્ટમાફ—રૂ. ૧) ની છ—સામટીમાં વીસ ટકા વટાવ મળશે—કર્ત્તા લીંબડી. ત્રીજી આવૃત્તિ.

**હિંદના ઇતિહાસનો મુખ્તેસર હેવાલ**—૦-૫-૬ કર્ત્તા બારોટ—દશમી આવૃત્તિ તૈયાર—ગુજ.—૪—૫—૬ ધોરણમાં ઘણી કામની. પોષ્ટમાફ—સામટીમાં સારૂં કમિશન અપાય છે.

**"નિબંધ સંગ્રહ"**—૦—૮—૦—૧૦૧ નિબંધથી ભરપૂર—કેળવણી ખાતામાં ઇનામ, લાઇબ્રેરી માટે મંજુર થયું છે. છટ્ઠા ધો. માં ઘણું —પોષ્ટમાફ—પાંચ પ્રતથી સવા છ અને ...વૃત્તિ. કર્ત્તા લીંબડી—મોરબી.

...ડીના વાંચનની સમજ થોડા દહાડામાં

—૦—